# ઢીચાળી રાત

: : પહેલો ભાગ : :

સંપાદક
ઝવેરચંદ મેઘાણી

સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી વર્ષ ૨ : ક્રમાંક ૭

# રઢીયાળી રાત



સંગ્રાહક
ઝવેરચંદ મેઘાણી

સંસારના ઝેરી ઘુંટડાઓને
ઘોળી ઘોળી પી જનારી,

ઝેરને અમૃત બનાવી
ગીતો રૂપે સંસારને પાનારી,

જગતની કાળી રાત્રિઓને
રઢીયાળી કરનારી,

નિર્દંભી ને નિરભિમાની
ગુર્જર લલનાઓને

## અર્પણ



# સાંકળિયું

દાંપત્ય

કુટુમ્બ–સંસાર

## ઇતિહાસ



## ટુકડાં

* કુદહીની એંધાણીવાળાં ચાર ગીત નવાં નાખ્યાં છે.

# પરિચય

## પ્રકૃતિનો પક્ષપાત

કુદરતે તો કૈં કૈં સમૃદ્ધિઓ આ ભરતખંડને પ્રાંતે પ્રાંતે છૂટે હાથે વેરી છે. કાશ્મીરને એણે સદાય લીલી અને લચકતી વનસ્પતિની ઓઢણી આપી; બંગાળાને એણે પાણી પાણી કરીને પલાળી દીધું; મહારાષ્ટ્રને ગગનચુમ્બી કરાડો પહાડો દીધા, અને રાજપૂતાનાને બધી નાજૂકતાથી બાતલ રાખી, નર્યું શૂરાતન જ એની નસોમાં ધરબી દીધું. એમ પ્રત્યેક પ્રાંતને તો એણે અકકેક જાતની જ બક્ષીસ કરીને બીજી બધી વિભૂતિઓની ઉણપ આપી, ત્યારે લાડકવાયી ગુજરાતને તો કુદરતે બધુંય થોડું થોડું ને પ્રમાણસર બક્ષ્યું.

પ્રકૃતિ માતાએ ઓઢાડેલી એ નવરંગ ચૂંદડીમાંથી ગુજરાતનું લોક–જીવન અલૌકિક રૂપે દીપી ઉઠયું. સૌરાષ્ટ્રની ખીણોએ અને ખળખળતી નાની ડુંગરીઆળ નદીઓએ પ્રેમશૌર્ય ખીલાવ્યું, તો તાપી, નર્મદા અને મહી નદીના રસાળ પ્રદેશે લાલિત્ય અને નાજૂકતા પોષ્યાં. એમ ગુજરાતના વદન પર કૈં કૈં રેખાઓ અંકાઈ ગઇ કુદરતનો લાડકવાયો આ ગુજરાતી લોક–સમાજ ભાતભાતના રસથી ભીંજાઇને એવો તો ધન્ય બની ગયો કે એના કંઠમાંથી પંખીઓના કિલકિલાટ સરખું ગાન વછૂટવા લાગ્યું

## લોક–ગીત

આ ગાન કયું ? ગુજરાતના પ્રેમાનંદ કે દયારામ, નર્મદ કે દલપતરામ અથવા તો નાનાલાલ કે નરસિંહરાવ નામના જે કવિઓએ કાગળ અને કલમ લઇને રચ્યું, તે ગાનની આજે વાત થતી નથી. ભલે એ આખું કવિમંડળ ચાહે તેટલાં મધુર ગીત ગાઇ ગયું હોય. આજ તો એવા ગીતની વાત થાય છે કે જેનાં રચનારાંએ કદી કાગળ ને લેખણ પકડયાં નહિ હોય; એ રચનારાં કોણ તેની જ કાઇને ખબર નહિ હોય; અને પ્રેમાનંદ કે નરસિંહ મહેતાની પૂર્વે કેટલો

કાળ વીંધીને એ સ્વરો ચાલ્યા આવે છે તેની યે કોઇ કલ્પના કરી નહિ શકયું હોય. એનું નામ લોક–ગીત. ધરતીનાં કોઈ અગમ્ય અંધારાં પડોમાંથી વહ્યાં આવતાં ઝરણાંનું મૂળ જેમ કોઈ કદાપિ શોધી શકયું નથી, તેમ આ લોક–ગીતોનાં ઉત્પત્તિ–સ્થાન પણ અણ-શોધ્યાં જ રહ્યાં છે, અને તેટલી વિશેષ તાજ્જુબીમાં શોધકો ગરક થઇ ગયા છે. જગતનાં ઉત્તમ ગણાતાં કાવ્યની જોડમાં બેસે તેવી આ કંઠસ્થ કૃતિઓ ઉપર એના સરજનહારોએ પોતાનાં નામ જોડી દેવા જેટલો પણ મોહ ન રાખ્યો, એ કાંઇ આજના અલ્પ મનુષ્યોને માટે ઓછી વિસ્મયકારક બીના નથી.

## કોણે કોણે ગાયાં ?

ગુજરાતનો લોક–સમાજ ગાવા માટે તલસી ઉઠયો. એની કુંજોમાં જેમ પંખીઓ ટૌકયા વિના ન રહી શકયાં, તેમ ગુજરાતનાં મનુષ્યો પણ ગાયા વગર ન ઝંપી સકયાં. એના દરજીએ ને મોચીએ સીવતાં સીવતાં ગાયું; ધોબીએ નદીની ભેખડોમાંથી પડછંદા જગાવી પોતાના વસ્ત્રને ધાયે ધાયે ગીતના તાલ બાંધ્યા; વણકરે શાળોના ખટખટાટ સાથે પોતાના સ્વરો મેળવ્યા; ઘાંચીએ પોતાના બળદને પણ રાગે ચડાવી પરોણાનો પ્રહાર કે જીભનો ડચકારો યે કર્યા વિના, એ થાકેલા પશુને ઉત્સાહિત કર્યો; ટીપણી ટીપનારાએ ગાતાં ગાતાં એવા હુલ્લાસથી ટીપ્યું, કે સો સો વરસ સુધી એ ધાબાઓની કાંકરીઓ નથી ખસી; ખાણ ખોદનારાએ ત્રીકમના ઘા દેતાં દેતાં ગીત લલકાર્યાં; મજૂરોએ સૂંડલા સારતાં સારતાં સૂરો છેડીને માથા પરનો ભાર હળવો કર્યો; ગાડાવાળાએ પૈડાંના કીચૂડ કીચૂડ અવાજો સાથે આલાપ મેળવ્યો. એ રીતે લોક–સમાજના ઉદ્યમો અને ધંધાઓ પણ સંગીતાલયો બની ગયાં. લોકોનું જીવન હળવું ફુલ જેવું થઇ ગયું. પોતાના સંતાપોમાંથી લોકોએ રાહત મળવી.

અને લોકોનાં ઘર આંગણાંમાં એ ગીતો કેવી કેવી રીતે દાખલ થઈ ગયાં ? ઘંટી દળતાં ને છાશ ઘૂમાવતાં સ્ત્રીઓએ પ્રભાતીયાં છેડયાં સોતાં ને ઝાટકતાં સૂરો લલકાર્યા. નાથબાવાઓ રાવણહથ્થો લઇ લઇને, બટકું રોટલાથી રાજી થતા થતા, ઉબરે ઉબરે ઇતિહાસનાં, વૈરાગ્યનાં કે પ્રેમનાં ગીતો ગાતા ગયા; શરણાઇઓવાળાએ શરણાઇમાં, વાદીઓએ મોરલીમાં, ગોવાળોએ વાંસળીમાં અને કણબી કોળીઓએ પાવામાં એ બધા સ્વરોને ઉતારી લીધા.

## સ્ત્રીઓનાં ગીતો

પરંતુ આજે તો એ વિશાળ ગીત–સૃષ્ટિના એક ખુણાને જ આપણે તપાસી રહ્યા છીએ. એ ખુણો ગુર્જરી સ્ત્રીઓને ગાવાના રાસડા નામે ઓળખાતાં ગીતોનો છે. ગુર્જર નારીએ કેટલું કેટલું ગાયું છે ! એણે તો સીમન્તનાં ગીતોથી શરૂ કરીને ગર્ભમાં બેઠેલા બાળકને ગીત–રસ પીવાડયો છે. પૃથ્વી પર પહેલવહેલાં એ બાળકના કાન મંડાતાં જ તેમાં માતાના મુખનું જ ગીતામૃત રેડાયું છે. એને નીંદરની લ્હેરો પણ માતાના હાલરડામાંથી મળી છે. બાળક ન્હાતો ન્હાતો પણ માતાની સ્વરધારામાં ભીંજાતો ગયો છે. એની રમતોનાં જોડકણાં પણ કોઇ અજાણી માતાએ જ રચી દીધાં હોય છે. એ નિશાળે બેસે, જનોઈ ધારણ કરે, વરે, પરણે અને જગતમાં સંતતિની ભેટ ધરે, ત્યારે પણ જનેતાએ જ એના જીવનમાં ગીતોનાં અમૃત સીંચ્યા છે. આખરે એના મૃત્યુ ઉપર પણ માતાએ જે રૂદન કર્યું છે, તેમાં યે એણે વિલાપનું મર્મવેધક ગીત મૂક્યું છે. જેને જગતે છાજીઆં કહીને નિંદ્યાં છે, તે માતાના હૃદયનું કરૂણ ગાન નથી તો બીજું શું છે ?

### રાસડા

પરંતુ આ પુસ્તકની મર્યાદા તો એ બધા પ્રકારો સુધી યે પહોંચતી નથી. આજ તો ગુર્જરી મહીલાઓએ એક વખત પેટ ભરી ભરીને માણેલી 'રઢીયાળી રાત'નોજ પરિચય કરાવવો છે. આજ ઘણુંખરૂં તો યે રાત ભૂતકાળની જ વસ્તુ બનીને સાંભરી રહી છે. આપણા ક્રૂર [illegible]માજે અને આપણા જીવન-વિગ્રહે મળીને નારી જીવનનો લોપ [illegible]રી નાંખ્યો છે. એટલે આજની રાત્રિઓને રઢીઆળી બનાવવા જેટલું [illegible]તન્ય ગુર્જર રમણીઓમાં રહ્યું નથી.

## રઢીયાળી રાત

કેવી હતી એ રઢીયાળી રાત્રિ ? આકાશના ચોકમાં જ્યારે ચંદ્રા[illegible]ણી પોતાની, કોટિ કોટિ તારલા રૂપી સહીયરોને લઇને જાણે કે રમવા નીકળતી, ત્યારે ગુજરાતની શેરીએ શેરીએ કુમારિકાઓનાં ને નવોઢા[illegible]ઓનાં વૃંદો વળતાં. પુરૂષવર્ગ કાં પોઢી ગયો હોય, ને કાં પોતાની [illegible]ડીએ બેસી કાન માંડતો હોય. તે ટાણે લજ્જાળુ ગુજરાતણ કે પ્રગલ્ભા [illegible]ઠીયાવાડણનો કંઠ ભેદાતાં ગગનમાં સ્વરોનો ગબારો ચડતો કે

**"રાધાજીનાં ઉંચા મંદિર નીચા મો'લ, ઝરૂખે દીવા બળે રે લોલ**
**"રાધા ગોરી ગરબે રમવા ચાલો, સાહેલી સહુ ટોળે વળે રે લોલ.'**

કોણ કોણ સાહેલી? અને કેવી રૂપાળી એ સાહેલી?

**"ત્યાં છે મારા રૂપસંગભાઇની ગોરી, મુખડલે અમી ઝરે રે લોલ**
**"ત્યાં છે મારા માનસંગભાઇની ગોરી, હાથડીએ હીરા જડયા રે લોલ**
**"ત્યાં છે મારા માવસંગભાઇની ગોરી, પગડીએ પદમ જડયાં રે લોલ"**

એ 'ગોરી' શબ્દ તો જાણે કોઇ રસિકાઓનું ચિત્ર પાડું કરતો. એ રસિકાઓનાં લાંબા ચૌડાં તે **વળી** વર્ણન હોય? એના અકેક અંગની કાંતિ વર્ણવીને આખી કંકુવરણી કાયાનો ભાસ કરાવી દેવાય. અને પછી તો ન આવેલી હોય તેવી ગોરીઓને તેડાં મોકલાય. એ ગોરી તો

**"હું ઉભી મારા ઓરડીઆને બાર જો,**
**સૈયરૂં આવે રે મુજને તેડવા રે લોલ."**

એમ વાટ જ જોતી હોય છે. પરંતુ એમ કેમ જવાય? ઉમંગ તો ઉછળે છે. પણ પોઢેલાં વડીલોની આમન્યા કાંઇ લોપાય? સૈયરો એનાં સહુ વડીલોને જગાડીને એ શરમાળ સુંદરીને રજા અપાવેછે. અંતે સાયબાની રજા લેવાય છે. ગોરીને એના ઝીણા સાળુની ગાતરી બાંધી લેવા, હળવે કુદડી ફરવા, ધીરે તાળી પાડવા ને ઝીણે રાગે ગાવાની શીખામણ દેનારો સ્વામી કેવા અપૂર્વ હેતથી ઉભરાતો હશે! અને ગોખમાંથી એ પાતળી લજ્જાવતીને રમતી દેખીને એનું જીવન કેવું ધન્ય બનતું હશે!

એવી એવી ગોરીઓ એકઠી થાય, ઓઢણાંની ગાતરી વાળી છાતી પર અકેક કે બબ્બે ગાંઠો વાળે, પછી ભાન ભૂલે, ધરતીને ધ્રુજાવે. ગગનને ગજાવે. પચાસ પચાસ હાથના તાળોટા પડતા હોય પણ જાણે કે એક જ સુંદરી ગાઇ રહી છે તેવો અચૂક તાલ જળવાય; નદીના વ્હેન જેવી સરલ મૃદુતાથી એનો કંઠ-સ્વર વ્હેવા માંડે, વ્હેન તૂટે જ નહિ, મીઠાશ ટપકતી જ રહે. ગળાના સાતપડા ગળણામાંથી ગળાઇને જાણે ગીતની ધારા રેલે. એ વખતે આકાશ અને ધરતીની સૃષ્ટિ શું એક નહોતી થઇ જતી? ચંદ્ર અને તારાઓ શું એ રાસડાના મુંગા પ્રેક્ષકો નહોતા લાગતા? વાયરા થંભી જતા એ શું કેવળ કલ્પના જ હતી? હતી તો કલ્પના, પણ રમણીય સત્ય લાગતું. સત્ય વસ્તુસ્થિતિને થોડીવાર મિથ્યા માની લેવાનું મન થતું. પ્રેક્ષકોનાં મન-

રંજન કરવા કે સાહિત્યને સમૃદ્ધ કરવાની વાંછના માટે યોજાયેલા એ જલસાઓ નહોતા, પણ પોતાના ઉમળકા ઠલવવાની, જીવનનાં સુખદુઃખ હસી કે રડી કાઢવાની, કલાને જીવનમાં ભરી લેવાની, એટલે કે નિજાનંદની એ રમતો હતી. માત્ર અજવાળી રાત્રિઓના જ એ આનંદો નહોતા. જે પ્રાંતની અંદર કૃષ્ણ જેવા પ્રેમાવતારે કાળી કુબ્જાને બીજી સોળ સો સુંદરીઓથી ય વધુ વ્હાલી ગણી, તે પ્રાંતની નારીઓને તો શ્યામવર્ણાં મનુષ્યોમાં ય સુંદરતા જોવાની દ્રષ્ટિ હતી, "કાળી કામણગારી" લાગતી; અને તેથી જ કૃષ્ણપક્ષની કાળી ઘોર રાત પણ ગુર્જર સુંદરીઓને તો રઢીયાળી જ થઈ પડી હતી. અંધકારમાં ચાંદરડાં અધિક તેજસ્વી જણાતાં. કુદરતના કાળા પછેડામાંથી રાત્રિનું મ્હોં વધુ રહસ્યભર્યું ને રસભર્યું દીસતું. જગતની કદ્રૂપતાને પણ એ કાળાશ છૂપાવી રાખતી. બાકી તો કાળાશની એ બધી ભયાનકતાને આ સુંદરીઓ પોતાના સૂરો વડે જ રઢીયાળી બનાવી દેતી.

## એ રાસડા કયા ?

સાગર વલોવાયો તેમાંથી વિષ અને અમૃત જેવાં કૈંક રત્નો નીજ્યાં મહીડાં વલોવાય છે તેમાંથી માખણના પીંડા ઉતરે છે. તેવી સ્ત્રીઓનાં હૈયામાં જ્યારે સુખ દુઃખ, આશા નિરાશા, ઉમંગ કે ઘાત જેવી કોઇ પણ બળવાન ઉર્મિ રવાઇને રૂપે ઘૂમવા માંડી, ત્યારે માંથી આ રાસડા નીકળ્યા. નજીવા કે મહત્વના, જેટલા જેટલા મનોભાવો નારી–હ્રદયે અનુભવ્યા હશે, તેમાંનો એકેય મનોભાવ ગીતમાં ઉતર્યા વિનાનો નથી રહ્યો. કેમ રહી જાય ? નિખાલસતાના એ દિવસો હતા. હું દબાવીને દંભ કરતાં આવડતો નહોતો. દરેક મનોભાવ જીવનમાંથી આપોઆપ ફુટી નીકળેલો હતો અને એ expresson–ઉચ્ચારણ ધતો હતો. સ્વરોની અને શબ્દોની શી રમ્ય નકસીમાં એ અંકાઇ યો ! ભરથારે ઘરની નારી સાથે રીસામણાં લીધાં હોય, મેણાં માર્યાં ાય, અબોલડા આદર્યા હોય, એ વાતનું મહત્વ દંપતિ જીવનમાં કાંઈ ેવું તેવું નહોતું. એની બધી ક્ષુદ્રતા કવિતામાં ઉતરતાં મહાન બની ગઇ. ઠોરતા બધી કરૂણ રસમાં ભીંજાઇને પ્રવાહી બની ગઇ. એવું સામર્થ્ય ા સ્ત્રીઓના કવિત્વમાં દેખાય છે. પુરૂષોની સ્ત્રીઓ પ્રત્યેની ઇર્ષ્યા, ાશંકા, અગર પ્રીતિ, જે કાંઇ હો, તેણે રાસડા વાટે પલળવા માંડયું. ૃેમમાં સૂક્ષ્મ કે જાડામાં જાડો ભાવ પણ જોરદાર કાવ્યમાં આ ીઓ ઉતારી શકી છે. વ્હાલાંઓના વિજોગ અને અવસાન ગાઇને

તો સ્ત્રીઓએ હાથ ધોઈ નાખ્યા છે. બાર બાર વરસે ઘેર આવનારો રજપૂત ઘરમાં પોતાની ઘરનારને ગોતે છે. પણ એ 'પાતળી પરમાર' જડતી નથી. પાપણી માતાએ એની હત્યા કરીને લોહીભીની એની ચુંદડીને નેવે લટકાવી છે. પુરૂષનો સંયમી પ્રેમ એ જમાનાની બધી ય આમન્યાને લોપવા જેટલો ઉગ્ર બને છે. લાગણી શમાવી શકાતી નથી. માતાએ વારે વારે બ્હાનાં બતાવ્યાં: બેઠા, હેઠા બેસીને હથીયાર છોડઃ હમણાં દળીને આવશે : ખાંડવા ગઇ છે: ધોવા ગઈ છે : અરે માડી! એમ તે કેમ હથીઆર છૂટે ? નદીએ અને નાદેરે, ઘંટીએ ને રથંડે, અને ખારણીએ ખારણીએ રજપૂત ફરી વળ્યો. પણ ક્યાંયે

"નો દીઠી પાતળી પરમાર રે જાડેજી મા
મો'લુમાં દીવો શગ બળે રે"

આખરે એ 'નેવે તે નવરંગ ચુંદડી'નો ભેદ ફુટી ગયો. એ પતિની વેદનાને આજનો કવિ કેવી રીતે માપત ? કેટલા નિઃશ્વાસ અને ઉદ્ગાર કઢાવત ! કેટલાક તો લાંબો લાંબો વિલાપ લખીને એમાં રતિ-ક્રીડાનાં યે બેહુદાં સંભારણાં મૂકી કરૂણારસનો ઘાત કરત. પણ આંહી તો એ વેદનાને શબ્દો આપનાર કોઈ નારી હશે. એને ખબર હશે કે વ્હાલું મરે ત્યારે સાચા પ્રેમને શી લાગણી થાય. મરનારવસ્ત્રો વીંખવાનું મન થાય. વસ્ત્રો જોઇ જોઇ વેદના વધે. એનાં બચકાં વીંખાય. કદાચ એ બચકામાં કંઇક કાગળ ચીઠ્ઠી પડેલ હશે ! 'પાતળી પરમાર'ના બચકામાં શું હતું ? કાગળની કટકી યે નહોતી. પણ કાગળોનાં પાનાં ને પાનાં પણ કદી ન દાખવી શકે તેવો પ્રેમ દાખવનારી 'કોરી' ટીલડી અને 'કોરી' ઓઢણી હતી લોક-ગીતની રચનારીએ માત્ર "કોરી" શબ્દમાં જ એ બાર બાર વરસભર ધારણ કરેલ શણગારહીન શિયળવ્રતનું ને એ વિયોગ-વેદનાનું માપ બતાવ્યું. "પાતળી પરમાર"કોને માટે શણગારો સજે ? સ્ત્રીઓનાં વસ્ત્રાભૂષણો તો સૌભાગ્યચિન્હો છે. ઉપભોગની વસ્તુઓ નથી. એ 'કોરાં' કપડાંએ પોતાની મુંગી વાણીમાં બધું ય કહી દીધું; અને એવી વાણીને સમજનાર ભરથારે બધું ય સમજી લીધું.

એમ હરકોઈ રાસડો તપાસીએ તો તેના શબ્દોમાં ધ્વનિ છે ઉમળકાનાં અલ્પભાષી દબાણ છે. અને જેટલાં વધુ દબાણ, તેટલી જ વધુ એની ઘાયલ કરવાની તાકાત છે. ધનુષ્યની કમાન જેટલી વધુ

જોરથી ખેંચાય છે તેટલા વધુ વેગથી એનું તીર છૂટે ને મર્મનાં મધ્યબિન્દુ વીંધે, તેવી જુક્તિ આ ગીતોમાં જોવાય છે.

એક જ ગામમાં સાસરીયું ને પીયરીયું: ઘણે દિવસે દીકરી મા પાસે ગઈ. માએ સુખદુઃખના સમાચાર પૂછ્યા. દીકરી વધુ કાંઇ ન બોલી. માત્ર એક જ નિસાસો મૂક્યો કે

**"સુખના વાશ તો માડી વહી ગયા;**
**"દુઃખનાં ઉગ્યાં છે લીલાં ઝાડ જો,**
**"કવળા સાસરીમાં ઝીલવું."**

ત્રીજું એક માનવી સંતાઇને ઉભું હતું તે આ સાંભળી ગયું. બીજું તે કોણ હોય? ચુગલીખોર નણંદબા. અરર! આપણાં 'મોટાં ોરડાં'ને વહુએ વગોવ્યાં! આખા કુટુંબમાં વાત વિસ્તરી ગઈ. ઘણા ્વસથી બળીઝળી રહેલા 'પરણ્યાજી'ના કાન ભંભેરાયા. કંકાસ જોઇ ાઇને હારી ગયેલા એ બાપડા પુરૂષે અફીણ ઘોળ્યાં. પોતાની ને ત્નીની વચ્ચે છલકતી વાટકી ધરી. જડબાં ઝાલીને પાઇ કાં ન દીધું? છાડીને છાતીએ કાં ન ચડી બેઠો? ગળું દાબી દેતાં ન આવડયું? , ના. એ તો સમદુઃખી હતો. દૈત્ય નહોતો. એ તો બલિદાન દેતો ો, ભક્ષતો નહોતો. એણે કહ્યું:

**"પીવો ગોરી, નકર હું પી જાઉં જો."**

અને એવું કહેનાર ભરથારની 'ગોરી' કેટલી વાર લગાડે? શી દલીલ, આજીજી કરવા બેસે? લાગણીઓના કેવા બળવાન પડઘા પડતા!

**"ઘટક દઇને ગોરાંદે પી ગયાં."**

અને આવતે ભવ પણ એજ પતિ મળજો, એવી ગુપ્ત પ્રાર્થના ચવનારૂં, લગ્ન વખતનું ઘરચોળું લઇને ગોરીએ સોડ તાંણી! રતાં મરતાં એ પરણતી ગઇ. એના મૌનમાંજ આ રાસડાની રચ-રીએ કરૂણ કાવ્યો રેડી દીધાં છે.

એવી ઘટનાઓ તે દિવસ બહુ બનતી. પણ બનીને રાસડામાં ઉતરી ી. એ વખતના સમાજનો ઇતિહાસ પ્રત્યેક રાતે સજીવન બનતો. ાજ સુધી એવી ઘટનાઓ ચાલુ છે. પણ આજ એનાં કાવ્યો નથી

રચાતાં. રચાય છે તો તેની રેખાઓ ફુટતી નથી. કેમકે માનવીએ પોતાના અંતર્યામી કલાકારને સુંઝવી માર્યો છે.

એ જ પ્રમાણે કુટુંબ-સંસારના જુદા જુદા સંબંધો આવાં સુરેખ ગીતોમાં ચીતરાઇ ચૂક્યાં છે. નણંદ અને ભોજાઇ વચ્ચેની કુદરતી ઇર્ષ્યાખોરી, સાસુ અને વહુ વચ્ચેની ઘડાપીટ, ભાઇ અને બ્હેન વચ્ચેનાં હેતપ્રીત, બ્હેનનું સહજ સહજમાં દુભાય તેવું આળું બનેલું હૈયું, દેરાણી જેઠાણી વચ્ચેના વાદવિવાદ, સંતતિ વગરની નારી પર વરસતાં વાંઝીઆ મેણાં, દીકરાની અબળખા, વસ્ત્રાલંકારોના કોડ વગેરે સેંકડો વાતો તે વખતના સારા અને માઠા કુટુંબ-ચિત્રની રેખાઓ બનીને રાસડામાં ઉતરી પડી. ચિત્રો જ આલેખાઇ ગયાં. દિવસ-ભર ભોગવેલાં જે કઠોર દુઃખો, તે રાત્રિએ રાસડાઓમાં નીતરીને મધુર સંવેદનો બની ગયાં. અને માત્ર વિલાપો જ નથી થયા કર્યા. માર્મિક વિનોદ કરવામાં પણ આ રાસડાની રચનારીઓને આંટે તેવા કવિ ઓછા જ અવતર્યા છે. એ થોડા નમૂનાઓ આ સંગ્રહમાં આપ્યા પ્રત્યેકનું પૃથક્કરણ કરવાનો અવકાશ નથી. વાચકની રસવૃત્તિ જ બધાના મર્મો વીણી લેશે.

એમ દંપતી–જીવન ગવાયું, કૌટુમ્બિક જીવન કવિતામાં ઉત તેજ રીતે સ્નેહ–જીવનનો શૃંગાર રસ પણ એટલી જ તીવ્રતાથી ગવા એ શૃંગાર ગવાયો પોતાના જીવન વિષે, પણ ચડી ગયો રાધા–કૃ નામે. વિયોગના મહિનાઓ ગવાયા, સૂની સેજલડીની વેદનાઓ ગવા ગોપીઓને નામે અભિસાર ગવાયા, રીસામણાં અને મનામણાં એ પ્રભુને આરોપાઇને ગવાયાં. એનો આખો વિભાગ જ નિર અને અહોળો છે. એમાં આપણા અસલી લોક–સંસારની ન ચારિત્ર્ય-નીતિની પણ તસ્વીર ઉઠી છે. પણ સલજ્જ અને સુમ શૃંગાર એની પરાકાષ્ટાએ પહોંચેલો છતાં સ્ત્રીઓને મ્હોંએ ગવા કેવું રમણીય અને માર્મિક રૂપ ધરે છે તેની વાનગી " ક્યાં ર આવ્યાં ! " એ રાસમાં દેખાશે.

ગામ અને દેશનો ઇતિહાસ પણ ગીતોમાં ગૂંથાઇ ગયો. પુ ણોની સુંદર કથાઓ પણ માણભટ્ટોને મુખેથી સાંભળી સાંભળી સ્ત્રીઓએ પોતાના રાસોમાં તેનું દોહન કરી લીધું. ગામના અ દેશના શુરવીરોને એણે શૂર ચડાવ્યાં, વીર–મૃત્યુ વ્હોરનારાનાં એ ગીતો વડે શ્રાદ્ધ સાર્યાં, અણલખ્યા ઇતિહાસને કંઠસ્થ કરીને સજીવ

રાખ્યો. બહારવટીઆઓનાં પરાક્રમો અને સિતમો એવી જ બહાદૂરી-ભરી ભાષામાં ઉતરી ગયા. કેવી એ ભાષા ?

"ડુંગરે ડુંગરે કાદુ તારા ડાયરા,
"દારૂ ગોળાની વાગે ઠારમઠોર રે
"જૂની વસતી જમાદાર માર્યે મા."

તે વખતે વર્તમાનપત્રો નહોતાં. પુસ્તકો વાંચનારો તો એ વર્ગ નહોતો. લેખકોની જરૂર નહોતી પડી. એ બધી ગરજ આ રાસડા વડે સરી જતી. સમાજના જીવનમાં જે જે હાંસીજનક કે તિરસ્કરણીય વાતો બનતી, તેનાં ટોળ ચિત્રો-કાર્ટૂનો પણ રાસડામાં જ અંકાયે જતાં. દીવાનોના જુલમ, રાજાઓની કુદષ્ટિ, અધિકારીઓની રૂશ્વતખોરી, અદાલતોનાં ન્યાય નખરાં : એ બધાં ટપોટપ રાસડાનું રૂપ ધરતાં. આખા સમુદાયમાં ગામડે ગામડે એ રાસડા પ્રવાસ કરતા, લોકમત કેળવાતો અને મોટા નામરબંધીઓની પણ આબરૂ ધૂળ મળતી. મોરૂબીની વાણીઆણે જીવાજી ઠાકોરને સંભળાવેલા જવાબો એના નમૂના જેવા છે. 'મઠયમ બહેનને કાપડું' આપણી અદાલતોની ભવાઈ ખુલ્લી પાડીને ક્યારનો યે, વર્તમાનપત્રોના જન્મ પહેલાંનો કોણ જાણે ક્યારનો યે આપણા લોક-સમાજને એ શિક્ષણ આપી રહ્યા છે !

લોક-જીવનમાં તો જે જે નવા પ્રવાહનો ખળકો આવતો તેની નોંધ રાસડા રૂપે તાબડતોબ લેવાઇ જતી. મુસલમાનોનું આક્રમણ અને તેની સંસ્કૃતિની છાપ પણ રાસડાઓમાં પડી છે.

એક જ વાક્યમાં સમેટીએ તો આ 'રઢીયાળી રાત'ના રાસડાઓ લોક-સમુદાયના જીવનની સાચી, સુરેખ, સાંગોપાંગ. તસ્વીરો છે. એ પ્રત્યેક રાસડામાં લોક-લાગણીઓના સચોટ ધબકારાના પડઘા છે. એમાં તે સમયનાં પશુ પંખીઓ જાણે કે માનવ સુખદુઃખનાં સમભાગી થઇને વિચરતાં દેખાય છે. વનસ્પતિ પણ માનવાત્મા સાથે અનુકમ્પા બતાવતી ઉભી છે. એ વૃક્ષો ને પશુંપંખીઓ કોઇ અણદીઠ સૃષ્ટિમાંથી કેવળ કવિતાની શોભા માટે, કેવળ પ્રથાના પાલન ખાતર જ નહોતાં આણવામાં આવતાં. બધ તો મનુષ્યોનાં નિત્યનાં સહચરો હતાં. કેવળ સુંદર સુંદર વસ્તુઓનું જ સ્થાન સાહિત્યની અંદર હોઇ શકે એમ પણ નહોતું. કારેલી, તૂંબડી અને તાંદળીઓ : મીની, કૂત્તે અને કાગડો : એવાં પ્રાણીએ। ઉલટું વધુ સ્વાભાવિક સ્થાન, આ સાચાં

સંસાર-ચિત્રોમાં પામતાં, અને એ ચિત્રોની અપૂર્ણતા પૂરતાં. દેવ અને દેવીઓ પણ આ દુઃખીયારી દીકરીઓના સંસારમાં સાંત્વન દેતી, દાદ ફરીયાદો સાંભળતી ને પ્રાર્થના પૂરી કરતી દેખાય છે.

## પહેરવેશ

એવા રસ ભરપૂર રાસડાને ગાવા માટે જેમ સુંદરીઓનાં ગળાં મીઠાં હતાં, ધારેલી અસર ઉપજાવનારા ઢાળ જેમ એ ગળાંમાંથી જન્મતા, તેમ એના હાથ પગની અંદર પણ એ ઢાળો અને તાલોની સાથે ઐક્ય સાધવાની કળા હતી. લોહીનું દરેક બિન્દુ તાલને અનુસરતું હોય ત્યાં હાથ પગની તો વાત જ કયાં કરવાની રહી ? અને એ અંગે અંગોના આવા સુંદર ઐક્યમાં બીજું ઐક્ય પહેરવેશનું ભળી જતું. ઘોક સમુદાયની નારીઓ હજુ ય જે લેંગા પહેરે છે, તેના ઘેર જોઇને આપણે વિસ્મય પામીએ છીએ એમાં કપડાંની ઉડાઉગીરી માની લઇએ છીએ. વાસ્તવિક, પૂર્વે તો એ ઉડાઉગીરી નહોતી. રાસડા ગાતી વખતે સુંદરીઓનાં શરીર હિલોળે ચડતાં, તે સાથે એ ઘેરદાર ઘાઘરા પણ ઝુલી ઉઠતા. પગ અને કમર ઉપર એ બંધનરૂપ ન બનતા, ઉલટાં નૃત્યને વધુ બહલાવતા. વહાણને એના શઢ જેમ વધુ વેગ આપે તેમ આ ઘેરદાર પહેરવેશ પણ રાસડાઓને ગતિ આપતો. છતાં અંગોની એબ તો પૂરેપૂરી ઢાંકતો. કમરથી નીચે જેમ આવો ઝુલતો પોશાક જરૂરનો હતો, તેમ કમરની ઉપર પાછું કસકસતું વસ્ત્ર જોઇયે, કે જેથી હાથને મોકળાશ મળે અને છાતી ટટ્ટાર રહે. માટે જ ચારે છૂટે છેડે ઝુલતાં ઓઢણાંને તેઓ છાતી ઉપર બાંધી લેતાં. છેડા સિવાયનો બધો ભાગ બન્ને બાજુએ ઝુલી પડીને પીઠના ઉપર કમાનવાળા પડદાનો આકાર ધારણ કરતો. એ બધામાં કેવળ સગવડ જ નહિ, પણ કળા હતી. જુક્તિદાર ગોઠવણ હતી. નજરે જોયે જ એ જુક્તિ સમજી શકાય.

હાથમાં ઝીણી, કેવળ નાજૂકતાનો દેખાવ કરનારી બંગડીઓ નહોતી. પણ રાસડાના સ્વરો સાથે રણઝણી ઉઠે તેવાં તાકાતદાર ઘુઘરી-જડિત ઘરેણાં હતાં. પગમાં રૂપાનાં કડલાં અને કાંબીઓ હતાં તે પ્રત્યેક ઠમકાની સાથે પરસ્પર અથડાઇને રણકતો સ્વર પૂરાવતાં. આંગળીમાં અણવટ અને વીંછીઆ હતા તેનો અવાજ પણ જાણે કે અલંકારોના 'સા રે ગ મ પ ધ ની સા'માં એકરૂપ બની જતો. માથે પહેરાતી ડામણી, કાને હીંચકતી પાંદડીઓ અને કંઠમાં હીંડળતા

વિવિધ હારોની કરામત પાછળ પણ જીવનના આ નૃત્યની–આ "દીવાળી રાત"ની દ્રષ્ટિ હતી.

આજ એ લોક–સમુદાયના પુરૂષવર્ગનાં ઘેરદાર કેડીયામાં પણ એજ યુક્તિ રહેલી છે. કૃષ્ણના વાઘાનો જ એ અરધો અરધ રહેલો અવશેષ છે. ગરબી લેતી વખતે એ કેડીયાં પણ કેવાં ઝુલતાં જાય છે! પાઘડીનાં છુટાં છોગાં અને નાડીનાં ઘુંટણ નીચે ઢળકતાં, નવરંગી હીરના ફુમકાં પણ એ રાસક્રીડાનાં રૂપાળાં અંગો હતાં.

## ગરબો

નવરાત્રિના ગરબાની કલ્પના કોઈએ તપાસી છે. ! કેટલી મસ્ત એ કલ્પના છે! આપણે ક્ષુદ્ર ગણી કાઢેલી સ્ત્રીઓએ કરેલી એ કલ્પના છે. 'ગરબો' બીજે ક્યાંય, કોઈ પણ દેશમાં કે ગુજરાત સિવાય કોઇ પણ પ્રાંતમાં સરજાયો નથી. માટીના એક નાનકડા ને નજીવા વાસણમાં દીવાના પ્રકાશને પૂરી દેવો, અને પછી સો સો છિદ્રો વાટે એનાં કિરણોને રમતાં મેલવાં: ચોમેર ફરતી, તેજ અને છાયાની જાળીઓ છવાઇ જાય! પ્રકાશના જાણે મોતી પરોવીને ગલીચા ચંદરવા પાથર્યા હોયની! કિરણોની કેવી રમણીય ફુલગૂંથણી! અને એ ગરબો પોતાને માથે મૂકીને કન્યાઓ જ્યારે ચાલે ત્યારે તો પ્રત્યેક માથા ઉપર અકેક આકાશ ખડું થાય. કેટલાંય આકાશો જાણે કે નાનકડાં રૂપ ધરી ધરીને ધરતી ઉપર રમવા ઉતરી પડયાં હોય એવું લાગે.

પણ ગુર્જર સ્ત્રીઓની કલ્પના તો એથી યે વિશેષ મસ્તી ખેલી શકી છે. ગવાયું છે કે

"પ્રથમીથી પાવાગઢ મોટો રે,
"મા તમે શાના લીધા વાદ
"વીંઝણો રમણ ચડયો રે લોલ.

અથવા

"માજી તમે ગરબે રમવા આવો
ભવાની મા કાળકા રે લોલ."

"માજીએ સોળ સજ્યા શણગાર કે,
સેંથલે સીંદુર પૂર્યા રે લોલ."

પહાડોનાં શિખર પરથી દેવીઓ જ્યારે સોળે શણગાર સજી

સેંથલે સીંદુર પૂરી અને માથા ઉપર ગંજાવર ગરબા માંડી માંડી રાસડા રમવા ઉતરી હશે, ત્યારે એ કાળી રાત્રિઓમાં કેવાં ઝોકાર અજવાળાં છવાતાં હશે, જોગમાયાઓનાં વિરાટ વસ્ત્રાલંકાર ઝળક ઝળક થતાં હશે, અને પહાડોનાં હૈયાં વીંધે તેવા સૂર ફૂટતા હશે. એમાં ય પવન પોતે વીંઝણો બનીને ફરકતો હશે. એ ભવ્ય કલ્પના આપણી બ્હેનોની હથેળીમાં તો રમકડાની પેઠે અહોનિશ રમતી હતી. એ કલ્પનાની બાથમાં વિરાટ સ્વરૂપો પણ સમાઈ જતાં અને નાજુક ભાવો પણ નાચતા. ગરબો વિરાટ છે અને નાજુક પણ છે. ગરબાની કલ્પના અજોડ છે.

રઢીયાળી રાત્રિનાં જાગરણોમાં આ ગરબાનું સ્થાન, દેહમાં આત્માના સ્થાન જેવું મહત્ત્વનું છે. સુંદરીઓનો અંતર્યામી પોતે જ જાણે ગરબાનું રૂપ લઇને આખા વૃંદની વચ્ચે બેસતો અને એના હુલ્લાસ કે આક્રંદનો અબોલ સાક્ષી બનતો.

## એ સર્જન શક્તિના અવશેષ

સ્ત્રીઓની આ અપૂર્વ સર્જન શકિતનો હજુ યે છેક તો લોપ નથી થઇ ગયો. એટલું ખરૂં કે હવે એના છિન્નભિન્ન જીવનમાં, લાગણીઓના પડઘા અગાઉના જેવા સ્પષ્ટ પડતા નથી. ઉર્મિનાં એવાં બળ તો આ યુગમાંથી જ ઓસરી ગયાં છે. આકાંક્ષની તીવ્રતા અને વેદનાની ઉત્તતા હણાઇ ગઇ છે એટલે યુગ પોતે જ કવિત્વહીન બન્યો છે; છતાં કવિતાના કોઇ કોઇ ચમકારા કયારેક કયારેક દેખાઇ જાય છે. આ સંગ્રહમાં જ એવી ઐતિહાસિક કૃતિઓ શામિલ છે, કે જેને રચાયાં બહુ સમય નથી ગયો. એના ઉપર અમરતાની છાપ છે. ઉપરાંત, કુંડલાની નાવલી નદી થોડાં વર્ષો પર રેલી હતી તેનો કોઈ રમણીએ રાસડો જોડયો છે. તેમાં એક કલ્પના આવે છેઃ—

> " ઝડસ્તા દીવડા બળે મો'લમાં રે લોલ,
> " મો'લમાં બેઠી મેમણીઆણી જાય જો
> "નાવલી રેલી ને તાણ્યા કુંડલા રે લોલ."

બળતા દીવા સાથે મેડીઓ તણાતી જતી હશે, અને એમાં બેઠી બેઠી મેમણની સ્ત્રીઓ કળેળાટ કરતી હશે, એ અધરાતના જળપ્રલય વખતનું કેવું કરૂણ અને ઘોર છતાં રમણીય દૃશ્ય હશે! સ્ત્રીઓની કલ્પના એટલે સુધી આ યુગમાં યે દોડી હતી.

૧૯૧૬ના વર્ષમાં સામળદાસ કોલેજના છાત્રાલયની પાછળ એક રાત્રિએ રાસડા ચાલતા હતા, તે દિવસનો એક સ્વર મગજમાં હજુ ગુંજી રહ્યો છે કે:

"જોરૂભા સાહેબ,
"જરમર જીતી વેલેરા આવજો"

એ પંક્તિમાં વીર-પૂજાનો પ્રાણ ઠલવાયેલો લાગેલો હતો. કેપ્ટન જોરવરસિંહજી મહાયુદ્ધમાં સીધાવેલા તે પ્રસંગ એ રાસડામાં તદ્દન સાદી રીતે મૂકાયો છે. તેમાં

"લીધા ધુંસા ને લીધા ધાબળા,
"લીધા છે કાંઈ લડાઇનાં દરેસ રે
જોરૂભા સાહેબ—જરમર૦

"લીધી કોટલી ને લીધી કોથળી,
"લીધાં છે કાંઈ લડાઈના હથીઆર રે
જોરૂભા સાહેબ—જરમર૦

"કીધાં ચાંદલા ને ચોડયા ચોખલા,
"દીધાં છે કાંઇ સરીફળના માન રે
"જોરૂભા સાહેબ—જરમર૦

અને ત્યાર પછી તો યોદ્ધાની માતાએ અને બ્હેને રણમેદાન ઉપર આશિષોના ને પ્રોત્સાહનના કેવા કાગળો બીડેલા હતા, તેનું બ્યાન આવે છે. બલિહારી તો એ છે કે આખા રાસડામાં કયાં યે જુદાં પડતાં સ્વજનોના નિઃશ્વાસ, વિલાપ કે તલસાટનો ઉલ્લેખ જ નથી થયો. સાંપ્રત કાળના કોઇ નાટયકારને હાથે આવી ઘટના પડે તો એ વિદાય લેતા લડવૈયાની છાતી ઉપર એના આખા પુત્રપરિવારને માથાં ઢાળીને હીબકા ભરતાં ને ઝાલી રાખતાં વર્ણવવાનો લોભ એ નાટયકાર ન છાડી શકે. પરંતુ લોક-ગીતોનાં રચનારાંને તો શરાતનની પ્રમાણભરી વિવેકદૃષ્ટિ હતી. એ વિવેકદૃષ્ટિ એમની કલ્પનાઓને સદા કાબુમાં રાખેલી દેખાઇ આવે છે. રસનો કે લાગણીનો અતિરેક એમણે કયાંય આલેખ્યો નથી.

કોઇ ક ગામના કોઇ દરબાર માધુભાએ કોઈક દિવસ દીપડો માર્યો

હશે. એટલામાં તો વીરપૂજાના સંસ્કાર જાગી ઉઠયા. પ્રજાની માતા બ્હેનોએ મધુર સ્વરનું પદ જોડી કાઢયું.

"વાંરે માધુભા વાંકડલી ફોજવાળા.
"માતા નાનીબા પૂછે માધુભા,
"કેમ કરી દીપટાને માર્યો માધુભા,
વાંકડલી ફોજવાળા.

"ગેંડાની ઢાલે ને સોનાની છરીએ,
"રૂપલાની ગેડીએ માર્યો માધુભા,
વાંકડલી ફોજવાળા.

આમ હજુ યે નાનો મોટો ઈતિહાસ લખાય છે. પણ બીજી સર્જન શકિત તો મૂર્છાવશ થઇ છે. યુગ જો પલટે તો હમણાં જ એ શકિત જાગી ઉઠે.

## લોક–ગીતનાં સીંચન

ગુજરાતના શિષ્ટ સાહિત્ય પર આ કંઠસ્થ રાસડા અને ગરબા ગરબીની બહુ ઘાટી છાપ પડી છે. પ્રેમાનંદ, દયારામ અને નર્મદની કવિતામાં એનાં ટીપાં ટપકયાં છે. ત્યારપછી લોકોનાં શ્રમજીવી સંસારમાં એ રોજ રોજ આવતી 'રઢીયાળી રાત' આ નવા યુગમાં આસ્તે આસ્તે અનિયમિત અને પછી તો વિરલ બનતી ગઈ. એનાં કારણો જાણીતાં છે. લોક-ગીતોનો લોપ ઝડપભેર થતો હતો. જીવન બદલતું જતું એટલે એને નવા નવા રસ રૂચવા લાગ્યા. આજ એ જીવન અને એ રસસામગ્રીની મીમાંસા કરવાનો અવકાશ નથી. લોક–જીવનના ને લોક–ગીતોના એ કારમાં ધ્વંસ વચ્ચે એક મનુષ્ય ઉભો હતો, જે એ ધ્વંસની નુકશાની માપતો હતો. માતા છેલ્લાં ડચકાં લેતી હોય અને જેમ કોઈ માયેલું બાળક એનાં સ્તન ચૂસી લેતું હોય, તેમ કવિ ન્હાનાલાલે એ લોક–ગીત રૂપી માતૃ–સ્તનમાંથી છેલ્લા ઘૂંટડા લીધા. બીજું તો કાંઇ એનાથી કરી ન શકાયું, પણ અસલી ઢાળોને એણે નવીન શૈલીની કવિતામાં ફુંકી દીધા. એની બીજી બધી કવિતાનો જ્યારે લોપ થયો હશે ત્યારે એના રાસડા જીવશે અને એ રાસડા પણ પોતાનું જીવન એના લૌકિક ઢાળોમાંથી મેળવશે. એની નવી જાતની કવિતાની બધી નબળાઈઓ અને કૃત્રિમતાઓ વચ્ચે પણ એણે જૂના ઢાળોને જુક્તિથી જાળવ્યા છે. જાણે કે ઢાળોના સરજનહાર જ પોતે

હોય એવું તાદાત્મ્ય એણે સાધ્યું છે, નાટકોમાં ડાહ્યાભાઈ અને વાઘજીના ગયા પછી એ લોક-પ્રાણને ભાવનારૂં તત્વ ગૂમ થયું. ત્યાર પછી લોક-રાસડામાંથી આજ બીજા થોડાએક કવિઓ ખરી પ્રેરણા પામી રહ્યા છે. બોટાદકરે એ પ્યાલો પીધેલો. પણ એ ગયા. જીવ્યા હોત તો તો એ લોક-પ્રાણને ડોલાવી શકત. આજે ત્રિભુવન કવિએ આ ઝરણામાં એના હાથ બોળ્યા છે, મ્હોં પલાળ્યું છે. પીવે તેટલી જ વાર છે. 'રતનબા'ના રચનારમાં લોક-પ્રાણ તલસી રહ્યો છે.

## લોક-ગીતના સંશોધકો

૧. રણજીતરામ એ આખા પ્રદેશની વાટ પહેલવહેલી દેખાડીને અચાનક ચાલ્યા ગયા. એના પ્રયત્નોમાંથી એક સંગ્રહનું દોહન થયું. જીવ્યા હોત તો એ હાડપીંજરમાં પ્રાણ મૂકત. કૈક યુવાનોને લોક-સંસ્કૃતિનાં ખંડીયર ખોદવા વળગાડી દેત.

૨. ગિજુભાઈ અને જુગતરામભાઇએ શાળાના સાહિત્યમાં જાણે લોક-ગીતોનો એક ખળકો આણ્યો. ગિજુભાઇની પાસે તો આજ પણ એક મોટો સંગ્રહ છે, અને લોક-ગીતોનું આખું Science-મીમાંસાશાસ્ત્ર એમના મગજમાં ગોઠવાઇ ગયું છે.

૩. ભા. નાનાલાલ દલપતરામ પટેલે "ચતુર-સુંદર બાળ ગરબાવળી" આપી.

૪. ભા. રાયચૂરા એમના 'શારદા' વાટે પ્રચાર કરે છે.

૫. માસિકોમાં તો આજ લોક-ગીતો મૂકવાની પ્રથા (Fashion) ચાલી છે.

૬. કાકાશ્રી કાલેલકર પુરાતત્વની દૃષ્ટિએ એ પ્રદેશને તળીએ જવા મથી રહ્યા છે. આંતર-પ્રાંતીય લોક-ગીતોના મુકાબલાની દૃષ્ટિએ એમનો અભ્યાસ ચાલી રહ્યો છે.

૭. ભા. રામનારાયણ પાઠક તો ગુજરાત વિદ્યાપીઠની અંદર એના ઉંડા પાયા નાખી રહ્યા છે.

૮. છેલ્લો અને આ ખાસ દિશામાં તો પહેલવહેલો પ્રયાસ સાબરમતી આશ્રમમાંથી સંગીતશાસ્ત્રી રા. ખરેને હાથે થઇ રહ્યો છે, તે

લોક-સંગીતની સ્વરપદ્ધતિ નક્કી કરવાનો. કદાચ બીજા કોઇને એ ન સુઝયું હોત અને લોક–ગીતોના સાહિત્ય કરતાં યે વધુ ખૂબીદાર અને વિરલ એ સંગીતનો, એ ઢાળોનો, એ સ્વરોની વિધવિધ વિસ્મયકારી રમતોનો તો વિનાશ જ થઇ જાત.

૯. આખું વાતાવરણ આ લોક–ગીત અને લોક–સાહિત્યની ઝંખનાથી ભરાઇ ગયું છે, લોક–યુગ બેસું બેસું થાય છે, જગત બીજી વાતોથી થાકયું છે. શિષ્ટ જીવનની અને શિષ્ટ સાહિત્યની કૃત્રિમતાએ અને આડમ્બરવશતાએ લોકોને નિરાશ કર્યાં છે. એ પરદેશી વસ્તુ મુકીને પ્રજા પોતાનું જૂનું રસપાત્ર શોધી રહી છે. ઠેર ઠેર લોક–ગીતો ગાવાનો નાદ લાગતો જાય છે. શાળાનાં ને શેરીનાં બાળકો લોક-ગીતો સાંભળતાં ડોલી ઉઠે છે.

## આભાર

આ સંગ્રહનું શુકન કરાવનાર બગવદર ગામની મેરાણી બ્હેન સૌ. ઢેલી બ્હેન તથા તેની સહીયરો છે. ત્યાર પછી અમારાં 'સૌરાષ્ટ્ર'ની સેવિકા બ્હેન સારબાઇ અને તેમના પાડોશમાં રહેતી બીજી બધી વોરા કોમની બ્હેનોએ ખુબ ગીતો દીધાં છે અને હજુ દીધા જ કરે છે. મારી માતાએ ૪૦ વર્ષનાં પડો ખસેડીને એની કૌમારાવસ્થાના રાસડા સંભારી લખાવ્યા. બીજી કેટલીક બ્હેનો મળી ગઇ. દરબારશ્રી વાજસુરવાળાએ મૂઠી ભરીને રત્નો દીધાં અને બીજાં દેવા બોલાવે છે. ભાઇશ્રી રામનારાયણ પાઠકે ગુ. વિદ્યાપીઠના જુવાનો પાસે મને આ ગીતો ગાઇ સંભળાવવાનો સુયોગ કરી આપ્યો, પોતાની છિન્નભિન્ન સ્મૃતિમાંથી સુંદર રાસડા સૂચવ્યા, અને અમદાવાદના ઠાકરડાઓનાં બૈરાંના પણ ગરબા ગોઠવ્યા. એની હુંફ અને ગુજરાત વિદ્યાપીઠના યુવકોની તેમજ અધ્યાપકોની મીઠી કદર કેમ ભૂલાય ? અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાનો શ્રોતાવર્ગ પણ મને ખાત્રી કરાવી શકયો કે આ ગીતોની તરસ હવે ગુજરાતમાં જાગી છે.

એ તમામ બ્હેનભાઇઓનો હું ઓશીંગણ રહીશ.

રાણપુર :
૬ : ૫ : ૧૯૨૫

સંગ્રાહક

# રઢીયાળી રાત

## ૧

## સાયબાની શીખ

[ પોતાની વિનયશીલ ગોરીને શરદ પુનમની રાત્રિયે ગરબે રમવા મોકલતો સ્વામી કેટલી સુંવાળી શીખામણ દઇ રહ્યો છે ! પત્નીને ગરબા ગાતી અને સુંદર લાગતી જોવાના એને કોડ છે. ]

§

સૈયર મોરી ગરબા કોર્યાં ચાર જો,
ગરબડીએ રમે રે તેવ તેવડી રે લોલ.

સૈયર મોરી શરદ પુનમની રાત જો,
અંજવાળાં પડે રે માણેક ચોકમાં રે લોલ.

હું ઉભી મારા ઓરડીયાને બા'ર જો,
સૈયરૂં આવે રે મુજને તેડવા રે લોલ.

સૈયર મોરી સસરાને જગાડો જો,
સસરાનાં મોકલીઆં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી સાસુને જગાડો જો,
સાસુનાં મોકલીઆં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી જેઠને જગાડો જો,
જેઠજીનાં મોકલીઆં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી જેઠાણીને જગાડો જો,
જેઠાણીનાં મોકલીઆં રમવા આવશું રે લોલ.

સૈયર મોરી સાયબાને જગાડો જો,
સાયબાનાં મોકલીઆં રમવા આવશું રે લોલ.

ગોરી મોરી આછા સાળુ ઓઢો જો,
પરબતડી ભીડો તો હીસો પાતળાં રે લોલ.

ગોરી મોરી હળવે તાળી પાડો જો,
હાથડીઆ ચમસમશે ખંભા દુખશે રે લોલ.

ગોરી મોરી હળવે કુંદડી ફરજો જો,
ફેરૂડીઆ ચડશે ને થાશો આકળાં રે લોલ.

ગોરી મોરી ઝીણે રાગે ગાજો જો,
જશોદાનો જીવણ જોવા આવશે રે લોલ

## ૨

## આપઘેલો કંથ

[નોખી જ પ્રકૃતિવાળો પતિ: પોતાની ગોરીને નજર સમીપ જ રાખીને એના ચાહે તેવા કોડ પુરવા એ તૈયાર છે. પોતે જ પત્નીના સકળ આનંદોનું કેન્દ્ર બનવાનો લોભી છે.]

§

સામા મંદિરીયામાં નાગજી પોઢયા,
નાગણી ઢોળે વાય મારા વાલા.

*હાથ ઝંઝેડીને નાગ જગાડયા,
મેલો તો રમવા જાયેં મારા વાલા.

* 'ધુણી ધકુણીને' પણ બોલાય છે.

આપણા મંદિરીઆમાં સોળસેં સાહેલી,
પારકે મંદિર શીદ જાયેં મારા વાલા.

નવા તે નગરના માળી તેડાવું,
ફુલવાડીયું રચાવું મારા વાલા.

આસોપાલવડાનાં ઝાડ રોપાવું,
તીયાં તારા હીંચોળા બંધાવું મારા વાલા.

હું રે હીંચોળું મારી સૈયરૂં હીંચોળે,
હીંચતાં ત્રુટ્યો હાર મારા વાલા.

હું રે વીણું ને મારી સૈયરૂં રે વીણે,
હીરલો નાવ્યો હાથ મારા વાલા.

નખે વીણું ને હાથે સાંતરૂં રે
હૈડે પરોવીશ હાર મારા વાલા.*

*આટલેથી "સાંભળ રે મારી સજની નાર" નો રાસડો કોઈએ જોડી દે છે. પણ તે તો સ્વતંત્ર રાસ છે. બન્ને એક જ ન હોઇ શકે.

3

## ઘુઘરાનાં રમનારાં

[બાર બાર વરસના પ્રવાસ કરીને ભરથાર આવે છે. વચ્ચે નદીમાં પૂર ઘુઘવી રહ્યાં હતાં. પગનું ઝાંઝર ખરચીને પણ એ પૂર ઉતરીને સ્વામીની સામે જવા માટે વિજોગણ નારી તલસે છે. સ્વામી રમકડાં લાવ્યો. પણ રમનારાં ક્યાં? સ્ત્રીહૃદય સંતતિ માટે ઝંખી ઉઠયું. ઝંખના તૃપ્ત થઈ.]

§

ભાદર નદીયું આવેલાં ભરપૂર જો,
ચારે ને કાંઠે રે માતા છલી વળ્યાં રે લોલ.

ભાઈ લોળીડા નહી ઉતારી મેલ્ય જો,
તુજને આલું રે પગનું ઝાંઝરૂં રે લોલ.
તારૂં ઝાંઝર તારે માહોલીએ છવરાવ્ય જો,
તુજને ઉતારૂં રે બાઇ તારે બોલડે રે લોલ.
ભાઇ લોળીડા મોઢું સંભાળી બોલ્ય જો,
સામે ને કાંઠડીએ સાચબો સાંભળે રે લોલ.
સાંભળશે તો તુજને દેશે ગાળ્ય જો,
અમારી સાથે રે લેશે રૂસણાં રે લોલ
બાર બાર વરસે આવ્યો ગોરીનો પરણ્યો જો,
ખડીયામાં લાવ્યો રે રંગત ઘુઘરા રે લોલ.
ઘુઘરલે કોણ રમશે સાથી મારા જો,
છોરૂડાં વન્ધાનાં ઘુઘરે કોણ રમે રે લોલ.
વાયા તે વાયા ઓત્તર દખણના વાય જો,
એ ને વાહોલીએ છોરૂ છ રે જણ્યાં રે લોલ.
હીમજી ભીમજી ઘોડલડે અસવાર જો,
પાતળીઆ પરશોતમ પોઢયા પારણે રે લોલ.
રામબાઇ સામબાઇ પાણીડાંની હાર્ય જો,
નાનેરાં ઢબુબાઇ રમે ઢીંગલે રે લોલ.
ગોરી મોરી રૂસરણાં શેણે ભાંગે જો,
રૂસરણાં ભાંગે રે ખારેક ટોપરે રે લોલ.
ખારેક ખાય તો ખટકે ગોરીના ગાલ જો;
ટોપરડાં જો ખાય તો ગોરીને ડુચા વળે રે લોલ.
લવીંગ ખાય તો દાઝે ગોરીની જીભ જો,
એલચડી ચાવે તો ગોરીને મીણો ચડે રે લોલ.

૪

## સીતા રામ

[ ગૃહસ્થાશ્રમમાં સહચારનો આદર્શ : સ્વામી એટલા રામ, અને સહચરી એટલી સીતા : વિના શરમે ઉભય પોતપોતાનાં ગૃહ-કાર્ય સાથે મળી આટોપે છે. એ યોજનાની લજ્જત તો લોક-હૃદયો જ જાણી શકે. કારણ, ત્યાં સહચાર નભ્યો છે. ]

§

મારા વાડામાં વાલોળીઓ ત્યાં બાંધી કવળી ગાય,
કીણીએ ખીલા ખોડીયા ને કીણીએ બાંધી ગાય.
રામે ખીલા ખોડીયા ને સીતાએ બાંધી ગાય,
ખડ ખાય ને પાણી પીએ એનાં દૂધ કચોળે જાય.
કીણીએ વાછરૂ છોડીયાં ને કીણીએ દોહી ગાય,
રામે વાછરૂ છોડીયાં ને સીતાએ દોહી ગાય.
કીણીએ દૂધ જ કઢીઆં ને કીણીએ મેળવ્યાં મહી,
રામે દૂધ જ કઢીઆં ને સીતાએ મેળવ્યાં મહી.
કીણીએ ગોરસ રેડીયાં ને કીણીએ ઘુમ્યાં મહી,
રામે ગોરસ રેડીયાં ને સીતાએ ઘુમ્યાં મહી.
કીણીએ માખણ તાવીઆં ને કીણીએ ભરીઆં ઘી,
રામે માખણ તાવીઆં ને સીતાએ ભરીઆં ઘી.

૫

## જમવાનો કરાર

[ કરાર તદ્દન સ્પષ્ટ છે ! પતિ જો એને એકલીને જ ભજતો રહે, તો એ આવાં રસભરપૂર આતિથ્ય આપે : અને જો શોકયની શેરી તરફ પગલાં પણ માંડે, તો ચોકખી ગાળ ચોંટાડે ! ]

§

જમો તો જમાડું જીવણ વાલા.

આયના મોશ આંબુ જાંબુ ને માથે કેરી,
જમો તો લાવું વેડી, રે જીવણ વાલા—જમો૦

સાયબા મોરા પેંડા પતાસાં માથે પોળી,
જમો તો લાવું ચોળી, રે જીવણ વાલા—જમો૦

સાયબા મોરા ભેંશુંનાં દૂધ ભલી ભાતે,
જમો તો લાવું ખાંતે, રે જીવણ વાલા—જમો૦

સાયબા મેં તો કઢી કરી છે બહુ સારી,
ને મેથીએ વઘારી, રે જીવણ વાલા—જમો૦

સાયબા મોરા એળચી લવીંગ તજ તાજાં,
જમો તો લાવું ઝાઝાં, રે જીવણ વાલા—જમો૦

સાયબા તમે શોકયની શેરીએ ન જાશો;
જાશો તો ગાળ ખાશો, રે જીવણ વાલા—જમો૦

૯

## લાડકવાયી

[ મસ્તીએ ચડેલી કોઈ લાડીલી નારીને અવનવા લાડ કોડ ઉપડે છે. એ માગણીઓની અશકયતામાં જ એની મીઠાશ છે. ]

૬

સાયબા સડકું બંધાવ્ય, વાગડ જાવું,
વાગડ જાવું મારે ઠામનગર જાવું—સાયબા૦

વાગડની વાટે મુને તડકલડા લાગે,
સાયબા આંબા રોપાવ્ય, વાગડ જાવું—સાયબા૦

વાગડની વાટે મુને તરસલડી લાગે,
સાયબા વાવ્યું ગળાવ્ય, વાગડ જાવું—સાયબા૦

વાગડની વાટે મુને ભૂખડીયું લાગે,
સાયબા કંદોઈ બેસાર્ય, વાગડ જાવું—સાયબા૦

૭

## ક્યાં રમી આવ્યા!

[બે સખીઓ : એક સખી પોતાના પતિની સાથે રમણ ખેલી આવી છે. શણગાર ચોળાઇ ગયા છે. બીજી સખી એના મ્હોંમાંથી એ વાત કહાવવા ચાહે છે. ચતુર તરૂણી પોતાના હાલ હવાલના તદન જુદા, કડાક, છતાં સચોટ સ્વાભાવિક ખુલાસા આપે છે.]

§

સાંભળ રે મારી સજની નાર, *રજમાં ક્યાં રમી આવ્યાં જી;
હમણાં ચીર પેર્યાં'તાં ને ચીર ક્યાં ચોળાણાં જી.

વનરાવનને મારગ જાતાં સામી મળી ચાર સૈયરૂં જી;
સૈયરૂં દેખી હમચી ખુંદી, ચીર ત્યાં ચોળાણાં જી.

સાંભળ રે મારી સજની નાર, રજમાં ક્યાં રમી આવ્યાં જી;
હમણાં કાજળ આંજ્યાંતાં ને કાજળ ક્યાં રેળાણાં જી.

વનરાવનને મારગ જાતાં સામાં મળ્યાં માબાપ જી;
માંબાપ દેખી આંસુ આવ્યાં કાજળ ત્યાં રેળાણાં જી.

સાંભળ રે મારી સજની નાર, રજમાં ક્યાં રમી આવ્યાં જી;
હમણાં વેણી વાળી'તી ને વેણી ક્યાં વીંખાણી જી.

વનરાવનને મારગ જાતાં સામો મળ્યો વન ભમરો જી;
ભમરો મારી વેણીએ બેઠો, વેણી ત્યાં વીંખાણી જી.

સાંભળ રે મારી સજની નાર રજમાં ક્યાં રમી આવ્યાં જી;
હમણાં ટીલી ચોડી'તી ને ટીલી ક્યાં ખોવાણી જી.

વનરાવનને મારગ જાતાં સામા મળ્યા મા'દેવ જી;
મા'દેવ દેખી પગડે પડી ને ટીલી ત્યાં ખોવાણી જી.

સાંભળ રે મારી સજની નાર રજમાં ક્યાં રમી આવ્યાં જી;
હમણાં ચૂડી પેરી'તી ને ચૂડી ક્યાં નંદવાણી જી.

વનરાવનને મારગ જાતાં સામે મળ્યાં ગૌધન જી;
ગૌધન દેખી દોવા બેઠી, ચૂડી ત્યાં નંદવાણી જી.

*"વ્રજમાં ક્યાં રમી આવ્યાં" એમ પણ ગવાય છે. અને તો આ આખો રાસડો ગોપ ગોપીને લાગુ પડે. ગોપજન પોતાની ઘરનારીને ખુલાસા પૂછે છે. વૃંદાવનમાં રાત્રિભર રાસ રમી આવેલી ગોપી પતિને ફોસલાવી લ્યે છે.

"રજની ક્યાં રમી આવ્યાં" એ પાઠાન્તર પણ ઘટિત છે.

૮

## પરદેશમેં

[ઉતરતી કોમોમાં ગવાય છે. ઉતરતાં વર્ણોમાં પણ સ્ત્રીહૃદય તો ચઢીઆતું જ હોય છે. વિજોગણ નારીને એના ઘરના તમામ વૈભવો પતિ વિનાના અકારા જ લાગે છે. સારૂં એટલું સ્વામીનું: એ રાણીઓનું સૂત્ર છે.]

૬

આજ મેરી ચોલી ભીંજાણી રંગ રેસમેં,
આજ મેરા પીયુ ગયા પરદેશમેં—આજ મેરી૦
કોરી તે હાંડીમેં દહીંડા જમાયા,
આજ મેરા ખાનેવાલા પરદેશમેં—આજ મેરી૦
કોરે તે કૂજેમેં ચાવલ પકાયા,
આજ મેરા ખાનેવાલા પરદેશમેં—આજ મેરી૦
કોરી તે મટકીમેં ઠંડા જલ પાની,
આજ મેરા પીનેવાલા પરદેશમેં—આજ મેરી૦
કોરા તે પતેમેં લવીંગ સોપારી,
આજ મેરા ચાવનવાલા પરદેશમેં—આજ મેરી૦
કોરા તે પલંગમેં બિછાના લગાયા,
આજ મેરા પોઢણવાલા પરદેશમેં—આજ મેરી૦

૯

# માનેતીની આંખ

[ ભોજાઇને સુંદર બનાવવાના દીયરના મનોરથ હશે. પણ પ્રેમાળ નારી પોતાના કંથની ગેરહાજરીમાં મેંદી વડે હાથ રંગીને કોને દેખાડે ? સતીના શણગાર તો પતિને ખાતર જ હોય. પતિ સાંભર્યો. વિધવિધ બ્હાનાં આપી તેડાવ્યો. પણ ભાઇબ્હેનનાં લગ્નની કે માતાના મોતની એ પરદેશીને બહુ તાણ નથી. છેલ્લા ખબર ફક્ત માનેતીની આંખો જ દુઃખવાના પહોંચે છે. એટલે પછી તો એનું હૈયું હાથ રહેતું નથી. ]

§

મેંદી તે વાવી માળવે,
એનો રંગ ગીઓ ગુજરાત
મેંદી રંગ લાગ્યો રે.

નાનો દેરીડો લાડકો ને
કાંઇ લાવ્યો મેંદીનો છોડ—મેંદી રંગ લાગ્યો રે.

વાટી ઘુંટીને ભર્યા વાટકા,
ભાભી રંગો તમારા હાથ—મેંદી રંગ લગયો રે.

હાથ રંગીને દેરી શું રે કરૂં,
એનો જોનારો પરદેશ—મેંદી રંગ લાગ્યો રે.

લાખ ટકા આલું રોકડા,
કોઇ જાવ જો દરીઆ પાર—મેંદી રંગ લાગ્યો રે.

શોક્યના સાયબાને જઇ એટલું કે'જો;
તારી બેની પરણે ઘેરે આવ્ય—મેદી રંગ લાગ્યો રે.

બેની પરણે તો ભલે પરણે,
એની ઝાઝા દી' રોકજો જાન—મેંદી રંગ લાગ્યો રે.

શોકયના સાયબાને જઇ એટલું કે'જો
તારો વીરો પરણે ઘેરે આવ્ય—મેંદી રંગ લાગ્યો રે.

વીરો પરણે તો ભલે પરણે,
એની જાડેરી જોડજો જાન—મેંદી રંગ લાગ્યો રે.

શોકયના સાયબાને જઇ એટલું કે'જો,
તારી માડી મરે ઘેરે આવ્ય—મેંદી રંગ લાગ્યો રે.

માડી મરે તો ભલે મરે,
એને બાળજો ઓરડી હેઠ—મેંદી રંગ લાગ્યો રે.

શોકના સાયબાને જઇ એટલું કે'જો,
તારી માનેતીની ઉઠી આંખ—મેંદી રંગ લાગ્યો રે.

હાલો સપાઇઓ હાલો ભાઇબંધીઓ,
હવે હલકે બાંધો હથીઆર—મેંદી રંગ લાગ્યો રે.

૧૦

## મગરૂબ પવિત્રતા

[ ગાડું જોડીને ભાડાં કરવા જનાર સ્વામીને, માર્ગે પોતાની ઘરનારી મળી. સ્ત્રીએ સ્વામીને કદી જોયો નહોતો. પોતે માની લીધેલો એ પરપુરૂષ અમર્યાદ વચન બોલ્યો. ખીજાએલી સન્નારીએ સામું સંભળાવ્યું. મિલનની રાત્રિએ પુરૂષે સ્ત્રીને એનાં ગુમાનભર્યાં વચનો સંભારી દીધાં. શિયળવંત સ્ત્રીએ નિડર ઉત્તર આપી પતિની મગરૂબી તોડી. ]

§

કયાં રે ગાજ્યો ને કયાં વરસીયો રે
કયે ગામ ભરીયાં તળાવ રે મેવાડા.

ઓતર ગાજ્યો ને દખણ વરસીઓ રે
રાણપર ભરીયાં તળાવ રે મેવાડા.

પાદરડાં ખેતર ખેડીઆં રે
વાવી ધોળુડી જાર રે મેવાડા.

ત્રણે ગોઠીયા તેવ તેવડા રે
પોંક તે પાડવાને જાય રે મેવાડા.

પોંક પાડીને ખાવા બેસીઆ રે
સાંભળી ઘરડાની નાર રે મેવાડા.

ત્રણે ગોઠીયા તેવ તેવડા રે
વડતાળ ભાડાં ભરવા જાય રે મેવાડા.

ઉંચી ગોરી ને કેડ પાતળી રે
વચલીનો ભીનલો વાન રે મેવાડા.

ભાઈ રે ભાડાતી વીરા વીનવું રે
મુજને ઘડુલો ચડાવ્ય રે મેવાડા.

ફોડય ઘડો ને કર કાછલાં રે
આરી વેલ્યે બેઠી આવ્ય રે મેવાડા.

ઘડો ફોડે તારી માવડી રે
વેલ્યમાં બેસે તારી બેન રે મેવાડા.

ભાડાં ભરીને ઘેરે આવીઆ રે
દાદા વહુને તેડવા જાવ રે મેવાડા.

ધોળા ને ધમળા જોડીઆ રે
વહુને તેડી ઘેરે આવ્યા રે મેવાડા.

ડાબા તે હાથમાં દીવડો રે
જમણા હાથમાં થાળ રે મેવાડા.

રમઝમ કરતાં મેડીએ ચડયાં રે
દીઠાં દીધેલાં બાર રે મેવાડા.

કાં તો ઘોંટચો ને ઘારણુ મેલીઆં રે
કાં તો ડસ્યો કાળો નાગ રે મેવાડા.

નથી ઘોંટચો ને ઘારણુ મેલીઆં રે
નથી ડસ્યો કાળો નાગ રે મેવાડા.

વનરા તે વનને મારગે રે
ગોરી તારા બોલડીઆ સંભાર્યં રે મેવાડા.

તમે તે વનના મોરલા રે
અમે ઢળકતી ઢેલ્ય રે મેવાડા.

તારી તરવારે ત્રણ ફૂમકાં રે
તારી મૂછે ત્રણ લીંબુ રે મેવાડા !

## ૧૧
## મનામણાં

[પરણ્યોજી પોતે જ મનામણાં કરાવવા જતો હોય તો એ રીસામણાંમાં પણ રમણીને મીઠાશ લાગે છે.]

§

વઉવારૂને કોણ મનાવા જાય;
ચુંદડલી નૈ રે ઓઢું દીનાનાથ,
ચુંદડલીમાં કાળી કસુંબલ ભાત.

વઉવારૂને સસરો મનાવા જાય;
ચુંદડલી નૈ રે ઓઢું દીનાનાથ,
ચુંદડલીમાં કાળી કસુંબલ ભાત.

વઉવારૂને જેઠ મનાવા જાય;
ચુંદડલી નૈ રે ઓઢું દીનાનાથ,
ચુંદડલીમાં કાળી કસુંબલ ભાત.

વઉવારૂને પરણ્યો મનાવા જાય,
ચુંદડલી ઝટ રે ઓઢું દીનાનાથ;
ચુંદડલીમાં રાતી કસુંબલ ભાત.

૧૨

## વાલ્યમનાં વળામણાં

એક અંધારી ઓરડી રે, બીજી વેરણ રાત વા'લા.
ત્રીજી ઝબૂકે વીજલડી રે, ચોથલા વરસે મેઘ વા'લા.

કરસનજી કાગળ મોકલે રે, રાધાજી રમવા આવ્ય વા'લા.
આવું તો ભીંજાય ચૂંદડી રે, નાવું તો તૂટે નેહ વા'લા.

સસરો તે રણમલ રાજીયો રે, સાસુડી સમદર લે'ર વા'લા.
જેઠ અષાઢીલો મેવલીઓ રે, જેઠાણી વાદળ વીજ વા'લા.

દેર દડૂલા દોટવે રે, દેરાણી મારલી જોડય વા'લા.
નણદી તે ઉડણ ચરકલી રે, ઉડી જાશે પરદેશ વા'લા.

નણદોયો વાડીનો વાંદરો રે, ઠેકીને વનફળ ખાય વા'લા.
પાકાં પાકાં તો ખાઇ ગીઓ રે, કાચાંનો વાળ્યો સોડ વા'લા.

તમથી ભલાં ઓલ્યાં પંખીડાં રે, માળો મેલી નવ જાય વા'લા.
પારેવડાં પગ ટુકડાં રે, બેસંતાં બેલાડય વા'લા.

હાલું હાલું હરિ કરી રીયા રે, હાલ્યાનો નહિ જોગ વા'લા.
વાલ્યમ વળાવાને હું રે ગઇ'તી, ઉભી રહી વડલા હેઠ વા'લા.

વડલો વરસે સાચે મોતીડે રે, એનો પરોવ્યો હાર વા'લા.
આંસુડે ભીંજાઇ કાંચળી રે, ધ્રશકે તૂટે હાર વા'લા.

વાલ્યમ વળાવીને ઝાંપલે આવી, ઝાંપલો ઝાંખો ઝબ્બ વા'લા.
વાલ્યમ વળાવીને શેરીએ આવી, શેરીએ સુનકાર વા'લા.

વાલ્યમ વળાવીને ઘરડે આવી, ઘરડું ખાવા ધાય વા'લા.
સસરે. કે' વહુ પીળાં પડયાં રે, સાસુ કે' વહુને શા રોગ વા'લા.

જેઠ કે' વહુ કાં પીળાં પડયાં રે, જેઠાણી કે' વહુ શાં દખ વા'લા.
દેરીડો કે' દખ હું જાણું રે, વાલ્યમના વજોગ વા'લા.

૧૩

## પરણ્યાનાં પારખાં

[ 'માનેતીની આંખ' વાળો જ ભાવ આ ગીતમાં વહે છે. પોતાની માનું મૃત્યુ પણ ન ગણકારે તેટલો રમતમાં મશગુલ બનેલ જુગારી : એને શુદ્ધિમાં લાવવા માટે ચતુર ગૃહિણી છેક સ્મશાન સુધી જવાનો અને ચિતા ઉપર પોઢવા સુધીનો પણ પાઠ ભજવે છે. ]

§

પારસ પીપળા હેઠ,
જુગારી રમે જુગટાં રે માણારાજ.
જુગટીઆ જુગટું મેલ્ય,
ઘરે તારી માડી મુઈ છે રે માણારાજ.
મુઈ હોય તો મરવા રે દેજો,
પાસા મારા રંગે ચડયા રે માણારાજ.
ભાઈ ભરવાડ ઝાંપલા ઉઘાડય,
મારે વોરવી ધાબળી રે માણારાજ.
તેડાવો કંઈ રંગારાનો બેટો,
માતાને લાવે ગળીયો રે માણારાજ.

તેડાવો કંઇ કુંભારીનો બેટો,
માતાને લાવે તોલડી રે માણારાજ.
વાઢો વાઢો આલા લીલા થોર,
ડોશીને કાઢો છીંડીએ રે માણારાજ.
આળો આળો આવળીયા હેઠ,
વળતાં તે લાગે તડકા રે માણારાજ.
જૂગટીઆ જૂગટું મેલ્ય,
ઘરે તારી ગોરી મુઇ છે રે માણારાજ.
હાય હાય હું રે હત્યારો,
ગોરાંદેને શું થીયું રે માણારાજ.
કરડયો છે કાળુડો નાગ,
કરડયો જીભને ટેરવે રે માણારાજ.
તેડાવો કોઇ દોશીડાના બેટા,
રૂડી તે લાવે ચૂંદડી રે માણારાજ.
તેડાવો કાંઇ મણીઆરાના બેટા,
રૂડી તે લાવે ચૂડલી રે માણારાજ.
તેડાવો કાંઇ કંસારાના બેટા,
રૂડી તે લાવે તાંબડી રે માણારાજ.
વાઢો વાઢો આલા લીલા વાંસ,
ગોરીને કાઢો ઝાંપલે રે માણારાજ.
આળો આળો વાડીના વડ હેઠ,
વળતાં તે લાગે છાંયડી રે માણારાજ.
દેરીડા તું મા મેલ્યે આગ,
પરણ્યાનાં લઉં છું પારખાં રે માણારાજ.

૧૪

# અબોલા ભવ રહ્યા

[ સ્વામીના અબોલડા ભંગાવવા માટે સ્નેહાળ સ્ત્રીએ કેટલાં કેટલાં વલખાં માર્યાં ! કેમે ય કરીને બોલે ! એમ સમજીને યુક્તિપૂર્વક અધૂરી અધૂરી ચીજો આપી. પણ ભવ બધાના અબોલા લેનાર હઠીલા ભરથારે કશી પણ ચીજ માગવાને ન્હાને મ્હોં ઉઘાડ્યું જ નહિ. ]

§

મેં તો ડુંગર કોરીને ઘર કર્યાં,
મેં તો આભનાં કર્યાં રે કમાડ
સાયબા અબોલા ભવ રીયા.

મેં તો અગર ચંદણનો ચૂલો કર્યો,
મેં તો ટોપરડે ભર્યો રે ઓબાળ
સાયબા અબોલા ભવ રીયા.

મેં તો દૂધ ને સાકરનો શીરો કર્યો,
તમે જમો નાની નણુદીના વીર
સાયબા અબોલા ભવ રીયા.

મેં તો દાતણ દીધાં ને ઝારી વિસરી,
દાતણ કરો નાની નણુદીના વીર
સાયબા અબોલા ભવ રીયા.

મેં તો નાવણ દીધાં ને કુંડી વિસરી,
નાવણ કરો નાની નણુદીના વીર
સાયબા અબોલા ભવ રીયા.

મેં તો ભોજન દીધાં ને થાળી વિસરી,
ભોજન કરો નાની નણુદીના વીર
સાયબા અબોલા ભવ રીયા.

મેં તો મુખવાસ આલ્યાં ને એલચી વિસરી,
મુખવાસ કરો નાની નણદીના વીર
સાયબા અબોલા ભવ રીયા.

મેં તો પોઢણ દીધાં ને ઢોલીઆ વિસરી,
પોઢણ કરો નાની નણદીના વીર
સાયબા અબોલા ભવ રીયા.

૧૫

## સુહાગણ ને દુહાગણ

સુહાગણ દુહાગણ બેનડી રાજીના ઢોલા,
બેને પડીઓ વાદ વારી જાઉં ઢોલા.

સુવાગણ વારા આવીઆ રાજીના ઢોલા,
શો કરીઓ શણગાર વારી જાઉં ઢોલા.

ફુલ ફગરનો ઘાઘરો રાજીના ઢોલા,
ઓઢણ આછાં ચીર વારી જાઉં ઢોલા.

લીલા તે ગજની કાંચળી રાજીના ઢોલા,
બબે બલોયાં હાથ વારી જાઉં ઢોલા.

ઓળીને માથાં ગુંથીઆં રાજીના ઢોલા,
ટીલડી તપે લેલાડ વારી જાઉં ઢોલા.

અણુવટ વીંછીઆ શોભતા રાજીના ઢોલા,
ઝાંઝરનો ઝમકાર વારી જાઉં ઢોલા.

સોનું રૂપું અત ઘણું રાજીના ઢોલા,
પીતળનો નૈ પાર વારી જાઉં ઢોલા.

ડાબા તે હાથમાં દીવડો રાજીના ઢોલા,
જમણા હાથમાં થાળ જાઉં વારી ઢોલા.

રમઝમતાં મેડીએ ચડયાં રાજીના ઢોલા,
પ્રીતમ જોતો વાટય વારી જાઉં ઢોલા.

સૂતો ઠાકોરીઓ બેઠો થીયો રાજીના ઢોલા,
હસી હસી દીધલ માન વારી જાઉં ઢોલા.

બેસો ગોરાંદે ઢોલીએ રાજીના ઢોલા,
ઉભલાં દુખે પગ વારી જાઉં ઢોલા.

ભલે જાયો તારી માવડી રાજીના ઢોલા,
ભલ દીધો ભરથાર વારી જાઉં ઢોલા.

દુવાગણ વારા આવીઆ રાજીના ઢોલા,
શો કરીઓ શણગાર વારી જાઉં ઢોલા.

ઢરડીને માથા ગૂંથીઆં રાજીના ઢોલા,
ટોલા તપે લેલાડ વારી જાઉં ઢોલા.

લધ્ઘર વધ્ઘર ઘાઘરો રાજીના ઢોલા,
પાડોશણનાં ચીર વારી જાઉં ઢોલા.

કાળા તે ગજની કાંચળી રાજીના ઢોલા,
દોઢ બલોયું હાથ વારી જાઉં ઢોલા.

જમણા તે હાથમાં દીવડો રાજીના ઢોલા,
ડાબા હાથમાં થાળ વારી જઉં ઢોલા.

બેઠો ઠાકોરીઓ સૂઇ ગયો રાજીના ઢોલા,
કોઇએ ન દીધાં માન વારી જાઉં ઢોલા.

જાતાં વાગ્યો થાંભલો રાજીના ઢોલા,
વળતાં વાગી ભીંત વારી જાઉં ઢોલા.

## ૧૬
# નો દીઠી

[ બાર વરસે રજપૂત ઘેર આવે છે. મેડીમાં ઝાકાર દીવો બળે છે. પણ પાતળી પરમાર કયાં ? પોતાની પત્ની કયાં ? માતાએ બહુ બહુ બ્હાનાં બતાવ્યાં. રજપૂત ઠેર ઠેર શોધી વળ્યો. આખરે ભેદ પ્રગટ થયો. હત્યારી માએ જ એને તાજેતર મારી નાખેલી. નેવાં ઉપર એ લોહી-લોહાણ ચુંદડી સૂકાતી જોઇ. રડતા સ્વામીએ સ્ત્રીનો બચકો વીંખ્યો. પોતાની ગેરહાજરીમાં કદી યે ન પહેર્યાં હોય તે કોરાં વસ્ત્રાભૂષણ જોઇ જોઇને સ્વામી છાતીફાટ રડયો. ]

§

માડી બાર બાર વરસે આવીઓ,
માડી નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા,
*મોલું'માં દીવા શગ બળે રે.

દીકરા હેઠો બેસીને હથીઆર છોડય રે કલૈયા કુંવર,
પાણી ભરીને હમણે આવશે રે.

માડી કુવા ને વાવ્યું જોઇ વળ્યો રે,
માડી નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા,
મોલું'માં દીવા શગ બળે રે.

દીકરા હેઠો બેસીને હથીઆર છોડય રે કલૈયા કુંવર,
દળણાં દળીને હમણે આવશે રે.

માડી ઘંટીયું ને રથડા જોઇ વળ્યો રે,
માડી નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા,
મોલું'માં દીવા શગ બળે રે.

દીકરા હેઠો બેસીને હથીઆર છોડય રે કલૈયા કુંવર
ધાન ખાંડીને હમણે આવશે રે.

*"નેવે તે નવરંગ ચુંદડી રે" એમ પણ બોલાય છે. વહુને મારી નાખીને એની લોહીવાળી ચુંદડી ધોઈ સાસુએ નેવાં પર તાજી સૂકવેલી.

માડી ખાણીરઆ ખારણીઆ જોઇ વળ્યો રે,
માડી નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા,
મોલુંમાં દીવા શગ બળે રે.

દીકરા હેઠો બેસીને હથીઆર છોડય રે કલૈયા કુંવર,
ધોયું ધોઇને હમણે આવશે રે.

માડી નદીયું ને નેરાં જોઇ વળ્યો રે,
માડી નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા,
મોલુંમાં દીવા શગ બળે રે.

એના બચકામાં કોરી બાંધણી રે,
એની બાંધણી દેખીને બાવો થાઉં રે ગોઝારણુ મા,
મોલુંમાં આંબો મોડીઓ રે.

એના બચકામાં કોરી ટીલડી રે,
એની ટીલડી દેખીને તરસૂળ તાણું રે ગોઝારણુ મા,
મોલુંમાં આંબો મોડીઓ રે.

## ૧૭
## શાની લોળ્યું !

[ નાની ડુંગરી પર ચડીને સ્વામી પોતાના ખેતરની ચોકી કરે છે. મોલમાં પશુઓ પડયાં છે. નીચે ઉભેલી પત્નીને ઢોર હાંકવાની આજ્ઞા કરે છે. મસ્તીએ ચડેલી વિનોદી સ્ત્રીએ મદભર્યો ઉત્તર વાળ્યો. માનભંગ થયેલા પતિએ સ્ત્રીને માર માર્યો. સ્વામીના સોટા ખાઇને સ્ત્રી પીયરીએ જાય છે. એને સ્નાન કરાવતી ભોજાઇ પૂછે છે કે "બ્હેનબા ! બરડામાં આ ભરોળ્યો શાની ?" સુલક્ષણી નારી સ્વામીનો દોષ ઢાંકવા સુંદર બનાવટી ખુલાસો આપે છે. ]

§

કેડ કેડ સામી રે સેંજલ ડુંગરી,
હેઠા સામેલા ભેડા જો.

ભેડ ચડીને ગોફણ ફેરવી,
સેંજલ નાર્ય, ઢોરૂં પાછાં વાળ્ય જો.

નથી વાળ્યાં રે મારા બાપનાં,
તું હેઠો ઉતરીને વાળ્ય જો.

હેઠો ઉતરીને સોટો વાઢીઓ,
સબોડયો સેંજલના બરડામાં જો.

સામે શેઢે નાનકો દેરીડો,
દેરી તારા બેલીને વાર્ય જો.

અમારાં વાર્યાં રે ભાભી નૈ કરે,
લેજો ભાભી મૈયરીયાના મારગ જો.

છાણું આપે રે ડોસલડી,
કે'જો માડી મૈયરીઆનો મારગ જો.

ડાબા મેલ્યે રે સેંજલ ડુંગરા,
જમણા મૈયરીયાના મારગ જો.

ગાયું ચારે રે ગોવાળીઆ,
કે'જો વીરા મૈયરીયાના મારગ જો.

ડાબા મેલ્યે રે સેંજલ ડુંગરા,
જમણા મૈયરીઆના મારગ જો.

પાણી ભરે રે પાણીઆરીયું,
કે'જો બેની દાદાજીના ડેલા જો.

ડાબા મેલો રે સેંજલ ઝાંપલા,
જમણા દાદાજીના ડેલા જો.

ચોરે ચોવટ બેઠા દાદાજી,
કાં રે ધીડી વગર તેડ્યાં આવ્યાં જો.

સાંગામાચીએ બેઠાં માતાજી,
કાં રે ધીડી વગર તેડ્યાં આવ્યાં જો.

બેટડો ધવરાવે મારી ભાભલડી,
કાં રે નણદી વગર તેડ્યાં આવ્યાં જો.

ઢીંગલે રમે રે નાની બેનડી,
કાં રે બેની વગર તેડ્યાં આવ્યાં જો.

ઘોડલા ખેલવતા બોલ્યા વીરાજી,
ભલે રે બેની વગર તેડ્યાં આવ્યાં જો.

ઊઠો વહુજી ઊનાં પાણી મેલો ને,
સેંજલને ચોળીને નવરાવો જો.

સાચું બોલ્યે રે સેંજલ નણદી,
વાંસામાં આવડી શી લોળ્યું જો.

તરકુંનાં ખેતર ભાભી ખેડતાં,
તરકડે દીધેલ ગાળ્યુ જો.

ચાબખડાની ઉડે છાકમછોળ્યું ને,
મેં આઠાં ધરીએલાં અંગ જો.

## ૧૯

# રીસામણાં

[અજવાળી રાતે ગોરી રાસડા રમવા ગયાં. મોડું થયું. સ્વામીને એકલાં ન ગોઠયું. સીધેસીધા તો શી રીતે બોલાવાય? એટલે 'ચાકરીએ જવું છે' એવું બ્હાનું કાઢીને તેડાવી. ગોરી જાણે છે કે જુઠું બ્હાનું. હૈયે ખાત્રી છે એટલે નથી જતી. ત્યાં તો સાચેસાચ સાયબોજી રીસાઇને ચાકરીએ ચાલ્યા. રાસડો વીંખાયો. દોડીને ગોરીએ સ્વામીની ઘોડીની લગામ પકડી. રજપૂતાણી છું: જવાની ના નથી પાડતી: જાઓ ભલે: પણ અબોલે નહિ: રજપૂત ન માન્યો. અબળાનું બળ શું? રીસાયલા કંથને રીઝવવાનો એક ઇલાજ: પોતાનાં વસ્ત્રાભૂષણની પસંદગી એની કને કરાવવી. 'ચૂંદડીનાં મૂલ કરો': 'ના ના': 'અરે, પણ તમારા વિના બોલીશ કોની સાથે?' મેણાંનું છેલ્લું તીર કાળજામાં મારીને રજપૂત ચાલ્યો ગયો.]

§

આવી રૂડી અંજવાળી રાત,
રાતે તે રમવા સાંચર્યાં રે માણારાજ.
રમ્યાં રમ્યાં પો'ર બે પો'ર,
સાયબોજી તેડાં મોકલે રે માણારાજ.
ઘેરે આવો ઘરડાની નાર,
અમારે જાવું ચાકરી રે માણારાજ.
આવો રૂડો સૈયરૂંનો સાથ
મેલીને સાયબા નહિ આવું રે માણારાજ.
સાયબાજીને ચડીયલ રીસ,
ઘોડે પલાણ નાખીઆં રે માણારાજ.
રોઝી ઘોડી પીતળીઆં પલાણ,
અલબેલો ચાલ્યા ચાકરી રે માણારાજ.
ઘોડી ઝાલી ઘોડલાની વાઘ,
અબોલે જાવા નૈ દઇએં રે માણારાજ.

મેલો મેલો ઘોડલાની વાઘ,
લશકર પુગ્યું વાડીએ રે માણારાજ.
મારે સાયબા ચુંદડીની હોંશ,
ચુંદડી મોંઘા મૂલની રે માણારાજ.
રીઓ રીઓ આજુની રાત,
ચુંદડી તમે મૂલવો રે માણારાજ.
મેલો મેલો ઘોડલાની વાઘ,
લશ્કર પુગ્યું સીમડીએ માણારાજ.
ઘરે નથી નણદી કે સાસુ,
કોની રે સાથે બોલશું રે માણારાજ.
તમારે છે સૈયરૂંનો સાથ,
એની રે સાથે બોલજો રે માણારાજ.
હોકો ફોડયો ડેલીને દરબાર,
ચલમ ફોડી ચોકમાં રે માંણારાજ.
વળી વળી હીરલાની ગાંઠ,
ત્રૂટે પણ છુટે નહિ રે માણારાજ.
પડી પડી હલડામાં ભ્રાંત,
અબોલા આ ભવ ભાંગશે રે માણારાજ.

૧૯

## અવળાબોલી !

[ સ્વામી બીજી સ્ત્રી પરણવા જાય છે; જુની સ્ત્રીને અજાણી સમજીને બેવકૂફ બનાવવા મથે છે. જાણભેદુ જુની એ અપમાન કેમ સહે ? એણે તો કેટલાય સૂચક મર્મ કરી લીધા. ]

§

સોનલ મારા ઘરડાની નાર રે,
જે રે જોઇયે તે મગાવજો.

લાવજો લાવજો શેરડીયુંના પોંક રે,
લાવજો રે બાર માયલાં ઝીંડવાં.

અવળાબોલી અવળું મ બોલ્ય રે,
અવળું બોલ્યે રે અવગણ ઉપજે—સોનલ૦

લાવજો લાવજો સમદર માયલાં ચીર રે,
લાવજો રે આભ માયલાં ઓઢણાં—અવળાબોલી૦

લાવજો લાવજો સીંગવાળા ઘોડા રે,
વગર સીંગાળા લાવજો ડાળીઆ—અવળાબોલી૦

લાવજો લાવજો શોકય માયલાં સાલ રે,
લાવજો આગમજાયો બેટડો—અવળાબોલી૦

૨૦

## મોરલાની માયા

[ પાણી ભરીને આવતાં રાણીજીને વાર લાગી. નણંદીએ બાતમી દીધી કે રાણી મોરલા સાથે રમતાં હતાં. પુરૂષના અંતરમાં મોરલાની ઉપર ઇર્ષ્યા સળગી. મોરલાને માર્યો. પણ એટલેથી દાઝ પૂરી ન થઈ. રાણીને હાથે જ મોરલાનાં શાક તૈયાર કરાવ્યાં. રાણીને તો એક તરફ સ્વામીની આજ્ઞા અને બીજી બાજુ મોરલાની માયાઃ આંસુડે મોરલાનાં માંસ વધાર્યાં, ખવરાવ્યાં, પણ ખાધાં નહિ. પસ્તાએલો પતિ એ અબળાને મોરલાનાં ચિત્રો આપી આપીને સાંત્વન ઉપજાવવા મથે છે. Sexual Jealousy–પુરૂષ સહજ દારૂણ ઇર્ષ્યાનું આ ચિત્ર છે.]

§

સોનલા ઇંઢોણી રાજ, રૂપલાનું બેડું રાજ;
રાજની રાણી રે પાણી સાંચર્યાં.

હાથડીયા ન ધોયા રાજ, પગડીઆ ન ધોયા રાજ;
આવડી વારૂં રે શીદ લાગીયું.

આવ્યાં તે આવ્યાં રાજ, નગરીના ધેણું રાજ,
આછેરાં કરૂં ને નીર ડોળી નાખે.

ઘેલાં તે ભાભી તમે,
ઘેલૂડાં શીદ બોલો રાજ, ઘેલૂડાં શીદ બોલો રાજ;
વનના મોરલા સાથે જળે રમતાં.

ઉઠોને રાજાની રાણી,
કાંઠુડા ઘઉં દળો રાજ, કાંઠુડા ઘઉં દળો રાજ;
મારે જાવું રે મોરલાને મારવા.

સોનલા કામઠડી ને
રૂપલાનાં તીર રાજ, રૂપલાનાં તીર રાજ;
રાજાજી હાલ્યા રે મોરલાને મારવા.

મારજો મારજો રે રાજા,
હરણ ને હરીઆળાં રાજ, હરણ ને હરીઆળાં રાજ;
એક મા મારજો વનનો મોરલો.

નહિ રે મારૂં હું તો,
હરણ ને હરીઆળાં રાજ, હરણ ને હરીઆળાં રાજ,
દીઠો નહિ મેલું વનનો મોરલો.

વનના મોરલીઆ ત્યાંથી
ઉડી ઉડી જાજે રાજ, ઉડી ઉડી જાજે રાજ;
જઇને બેસજે રે પારસ પીપળે.

પેલે ને ઘાયે મોરનાં
પીછડાં ખેર્યાં રાજ, પીછડાં ખેર્યાં રાજ;
બીજે ને ઘાયે મોરલાને મારીયો.

સોનલાની કાવઠયું ને,
રૂપલા કરંડ રાજ, રૂપલા કરંડ રાજ;
કાવડયુંમાં નાખી મોરલાને લાવીયા.

ઉઠો ને રાજાની રાણી,
બારણીઆં ઉઘાડો રાજ; બારણીઆં ઉઘાડો રાજ,
તમને ભાવતાં રે શીઆક લાવીયા.

હસતાં રમતાં રાણીએ,
બારણીઆં ઉઘાડયાં રાજ, બારણીઆં ઉઘાડયાં રાજ;
મોરલાને દેખી મોઢડે મશ ઢળી.

ઉઠો ને રાજાની રાણી,
મોરલીઆને મોળો રાજ, મોરલીઆને મોળો રાજ;
તેલમાં સમકાવો વનનો મોરલો.

રોતાં ને રસકતાં રાણીએ,
મોરલીઆને મોળ્યો રાજ, મોરલીઆને મોળ્યો રાજ;
આંસુડે સમકાવ્યો વનનો મોરલો.

ઉઠોને રાજાના કુંવર,
જમવાને બેસો રાજ, જમવાને બેસો રાજ;
તમને ભાવતાં શીઆક રાંધીઆં.

હાલોને રાજાની રાણી,
ભેળાં બેસી જમીએ રાજ, ભેળાં બેસી જમીએ રાજ;
તમારે સારૂ શીઆક આણીઆં.

તમે રે જમો તમારાં
છોરૂડાં જમે રાજ, છોરૂડાં જમે રાજ;
અમારે વરત છે એકાદશી.

ઉઠોને રાજાની રાણી.
ઓરડીઆ ચણાવું સજ, ઓરડીઆ ચણાવું રાજ;
ટોડલીએ નગટાવું વનનો મોરલો.

ઘેલુડા રાજાના કુંવર,
ઘેલુડાં શીદ બોલો રાજ, ઘેલુડાં શીદ બોલો રાજ;
નગટલ મોરલો તે કેમ કરી બોલશે.

ઉઠોને રાજાની રાણી,
બેડલાં લૈ આવું રાજ, બેડલાં લૈ આવું રાજ;
બેડલે નગટાવું વનનો મોરલો.

ઘેલુડા રાજાના કુંવર,
ઘેલુડાં શીદ બોલો રાજ, ઘેલુડાં શીદ બોલો રાજ;
નગટલ મોરલો તે કેમ કરી બોલશે.

ઉઠોને રાજાની રાણી,
સાળુડા રંગાવું રાજ, સાળુડા રંગાવું રાજ;
પાલવડે મેલાવું વનના મોરલા.

ઘેલુડા રાજાના કુંવર,
ઘેલુડાં શીદ બોલો રાજ, ઘેલુડાં શીદ બોલો રાજ;
છાપેલા મોરલા તે કેમ કરી બોલશે.

૨૧

## ઢેલ્ય ઢળી

[ ઘરની વહુવારૂને એના મૈયરનાં નોતરાં આવે, એ આપણા ગૃહ-સંસારમાં સાસરીયાં પક્ષને સદાય ખટકનારો પ્રસંગ બને છે. પતિ અની પત્નીને શણગાર સજીને પીયરનાં લગ્ન મહાલવા જતી દેખી શકતો નથી. પુરૂષ–હૃદયનું એ કુદરતી ઝેર છે. સ્નેહ-વિશ્વાસુ સ્ત્રીએ પતિ–આજ્ઞાને હાંસી માની. વિશ્વાસે તૈયારી કરી. ગર્વિષ્ટ પતિએ એને ભૂંડે મોતે મારી. પછી તે પસ્તાયો. એવા તો અનેક પસ્તાયા હશે. ]

§

આજ મારે સોનાની શરણાયે તે સુરજ ઉગીઓ રે લોલ,
આજ મારો બાંધવડો પરણે કે મૈયરનું નોતરૂં રે લોલ.

આજ મારા ચોરાના ચોવટીઆ સાસરા જીવો ઘણું રે લોલ,
તમે મેલો તો જાયેં રે મૈયરને નોતરે રે લોલ.

મારાં છોકર વવારૂ શીદ થાઓછો ઘેલડાં રે લોલ,
તમારાં સાસુજીને પૂછી જાજો નોતરે રે લોલ.

આજ મારાં સાંગામાચીએ બેઠાં સાસુજી જીવો ઘણું રે લોલ,
તમે મેલો તો જાયેં રે મૈયરને નોતરે રે લોલ.

મારાં છોકર વવારૂ શીદ થાઓછો ઘેલડાં રે લોલ,
તમારા જેઠજીને પૂછી જાજો નોતરે રે લોલ.

આજ મારા ઘોડાના ખેલવનારા જેઠજી જીવો ઘણું રે લોલ,
તમે મેલો તો જાયેં રે મૈયરને નોતરે રે લોલ.

મારાં છોકર વવારૂ શીદ થાઓછો ઘેલડાં રે લોલ,
તમારી જેઠાણીને પૂછી જાજો નોતરે રે લોલ.

મારાં પુતર ધવરાવતાં જેઠાણી જીવો ઘણું રે લોલ,
તમે મેલો તો જાયેં રે મૈયરને નોતરે રે લોલ.

મારાં છોકર વઉવારૂ શીદ થાઓછો ઘેલડાં રે લોલ,
તમારા પરણ્યાજીને પૂછી જાજો નોતરે રે લોલ.

મારા ઓરડાના ભોગી પિયુજી જીવો ઘણું રે લોલ,
તમે મેલો તો જાયેં રે મૈયરને નોતરે રે લોલ.

મારા કહ્યા વન્યા માથડીયાં મ ગૂંથજો રે લોલ,
મારા કહ્યા વન્યા સેંથલીઆ મ પરજો રે લોલ.

મારા કહ્યા વન્યા કાજળીયાં મ આંજજો રે લોલ,
મારા કહ્યા વન્યા શણગારીઆં મ સજજો રે લોલ.

એના કહ્યા વન્યા માથડીયાં મેં ગૂંથીઆં રે લોલ,
એના કહ્યા વન્યા સેંથલીયા મેં પૂરીઆ રે લોલ.

એના કહ્યા વન્યા કાજળીયાં મેં આંજીઆં રે લોલ,
એના કહ્યા વન્યા ચાલી મૈયરને નોતરે રે લોલ.

મારો સાસરો દેખે ને ઝાલી ચોટલે રે લોલ,
મારી સયરૂં દેખે ને નાખી ઘોડલે રે લોલ.

મારા વીરાની વાડીમાં માથાં વાઢીયાં રે લોલ,
મુરખો મારીને વચાર્યો કે જાણ્યે ઢેલ્ય ઢળી રે લોલ.

## ૨૨

## રસીઆને સાદ

[ સ્વામીની વાટ જોતી કોઈ વિજોગણ ચંદ્રોદયને સૂર્યોદય સમજી ઓરીમાં ઉભી ઉભી સ્વામીને સાદ ઉપર સાદ પાડી રહી છે. ]

§

રસીઆ મોરા ચાંદલીઓ ઉગ્યો રે
કે રાજ મને સૂરજ થૈ લાગ્યો રૈ;

રસીઆ મોરા શેરીએ પડાવું સાદ રે,
ઉતારા કરવાને કાજે રે.
રસીઆ મોરા શેરીએ પડાવું સાદ રે,
દાતણ કરવાને કાજે રે;
રસીઆ મોરા ઝારીયું લેજો સાથ રે,
દાતણ કરવાને કાજે રે.
રસીઆ મોરા શેરીએ પડાવું સાદ રે,
નાવણ કરવાને કાજે રે;
રસીઆ મોરા ધોતીઆં લેજો સાથ રે,
નાવણ કરવાને કાજે રે.
રસીઆ મોરા શેરીએ પડાવું સાદ રે,
દૂધડાં પીવાને કાજે રે;
રસીઆ મોરા ગાવડી લેજો સાથ રે,
દૂધડાં પીવાને કાજે રે.
રસીઆ મોરા શેરીએ પડાવું સાદ રે,
ભોજન કરવાને કાજે રે;
રસીઆ મોરા સૂખડાં લેજો સાથ રે,
ભોજન કરવાને કાજે રે.
રસીઆ મોરા શેરીએ પડાવું સાદ રે,
મુખવાસ કરવાને કાજે રે;
રસીઆ મોરા એળચી લેજો સાથ રે,
મુખવાસ કરવાને કાજે રે.
રસીઆ મોરા શેરીએ પડાવું સાદ રે,
પોઢણ કરવાને કાજે રે.
રસીઆ મોરા ઢોલીઆ લેજો સાથ રે
પોઢણ કરવાને કાજે રે.

૨૩

## બાળાવેશના અબોલડા

સૈયર મોરી શેરીયું વાળી મેલો જો,
શેરીયુંનો ચાલનાર રે હમણાં આવશે રે લોલ.
એ મુરખડે હાથે શેરીયું વાળી જો,
અબોલડા લીધા રે બાળાવેશમાં રે લોલ.
સૈયર મોરી દાતણ લાવી મેલો જો,
દાતણનો કરનાર રે હમણાં આવશે રે લોલ.
એ મુરખડે હાથે દાતણ લીધાં જો,
અબોલડા લીધા રે બાળાવેશમાં રે લોલ.
સૈયર મોરી નાવણ લાવી મેલો જો,
નાવણનો કરનાર રે હમણાં આવશે રે લોલ.
એ મુરખડે હાથે નાવણ લીધાં જો,
અબોલડા લીધા રે બાળાવેશમાં રે લોલ.
સૈયર મોરી ભોજન પીરસી મેલો જો,
ભોજનનો કરનાર રે હમણાં આવશે રે લોલ.
એ મુરખડે હાથે ભોજન દીધાં જો,
અબોલડા લીધા રે બાળાવેશમાં રે લોલ.
સૈયર મોરી મુખવાસ લાવી મેલો જો,
મુખવાસનો કરનાર રે હમણાં આવશે રે લોલ.
એ મુરખડે હાથે મુખવાસ લીધા જો,
અબોલડા લીધા રે બાળાવેશમાં રે લોલ.
સૈયર મોરી ઢોલીઆ ઢાળી મેલો જો,
પોઢણનો કરનાર રે હમણાં આવશે રે લોલ.
એ મુરખડે હાથે ઢોલીઆ ઢાળ્યા જો,
અબોલડા લીધા બાળાવેશમાં રે લોલ

## ૨૪

# ઘણી ઘણી હામો

[ રસિક કુલવધુઓને આપણા કુટુંબ– જીવનની અંદર તો લાજ કાઢવામાં યે રસ પડતો. ઘૂમટો ખેંચવામાં આંગળીઓનું અને પોશાકનું કલાવિધાન સમાયલું હતું. ઝીણું બોલવામાં માત્ર મર્યાદાનો જ ખ્યાલ નહોતો, માધુર્ય પણ ઝરતું. અવિભક્ત કુટુંબના કોઈ કોઈ સુખી સમયમાં દેરાણી જેઠાણી વચ્ચેનો વાદ પણ દેરભોજાઇ વચ્ચેના હાસ્ય-વિનોદ જેવો જ મીઠો બની જતો. કૌટુમ્બિક જીવનમાં આ બધાં પ્રેમપોષક તત્વો હતાં. સાથોસાથ ‘ મુંબઇના મોલ ’ ની વિનાશક મોહિની મંડાઇ ગયાનો સમય પણ અહી સૂચવાયો દિસે છે. ]

§

સાયબા હું તો ત્રાંબાની હેલ્યે પાણી નૈ ભરૂં રે લોલ,
સાયબા મુને રૂપલા બેડાની ઘણી હામ રે
સાયબા મુને મુંબઇમાં મોલ ચણાવજો રે લોલ.*

સાયબા મારે સસરો ભલા પણ વેગળા રે લોલ,
સાયબા મુને ઘુંઘટ કાઢયાની ઘણી હામ રે—સાયબા મુને૦

સાયબા મારી સાસુ ભલાં પણ વેગળાં રે લોલ,
સાયબા મુને પગે પડયાની ઘણી હામ રે—સાયબા મુને૦

સાયબા મારે જેઠ ભલા પણ વેગળા રે લોલ,
સાયબા મુને ઝીણું બોલ્યાની ઘણી હામ રે—સાયબા મુને૦

સાયબા મારી જેઠાણી ભલાં પણ વેગળાં રે લોલ,
સાયબા મુને વાદ વદ્યાની ઘણી હામ રે—સાયબા મુને૦

સાયબા મારો દેર ભલા પણ વેગળા રે લોલ,
સાયબા મુને હસ્યા બોલ્યાની ઘણી હામ રે—સાયબા મુને૦

સાયબા મારી દેરાણી ભલાં પણ વેગળાં રે લોલ,
સાયબા મુને જોડે રે'વાની ઘણી હામ રે—સાયબા મુને૦

*પાઠાન્તર
"સાયબા તમે મુંબઈ અંદર મોલ માણજો રે લોલ"

## ૨૫

# વીર અને દેર

[ સુલક્ષણી સ્રીને પોતાનો વીર વ્હાલો ને દેર દવલો હોય, એવું બને નહિ. દેર પ્રત્યેની પ્રીતિમાંથી જ આવી ખટમધુરી મશ્કરીઓ ઉછળતી. ]

§

કુવામાં કારેલડી ને અવેડામાં વેલ્ય
કાના નાગરવેલ્ય નાગરવેલ્ય.

એક કારેલું તોડય એને ઝીણું કરી મોળ્ય,
કાના નાગરવેલ્ય નાગરવેલ્ય.

ઝીણું કરી મોળ્ય ઇ તો ઘીએથી વઘાર્યં,
કાના નાગરવેલ્ય નાગરવેલ્ય.

ઘીએથી વઘાર્યં ઈ તો જમે મારો વીર,
કાના નાગરવેલ્ય નાગરવેલ્ય.

કુવામાં કારેલડી ને અવેડામાં વેલ્ય,
કાના નાગરવેલ્ય નાગરવેલ્ય.

એક કારેલું તોડય એને મોટું કરી મોળ્ય,
કાના નાગરવેલ્ય નાગરવેલ્ય.

મોટું કરી મોળ્ય એને તેલેથી વઘાર્યં,
કાના નાગરવેલ્ય નાગરવેલ્ય.

ઢીંચણ સામો ઢોલીઓ ને હૈયા સામી ખાટ,
કાના નાગરવેલ્ય નાગરવેલ્ય.

પોઢશે મારો વીર અને દેર પાયા હેઠ,
કાના નાગરવેલ્ય નાગરવેલ્ય.

૨૬

# લેરીયાની લુંટાલુંટ

[ કરીયાવર લઇને સાસરે આવનારી કેટલી ય ભોજાઇઓને આ સ્વાનુભવ છે. એમાંથી એકાદ બે વસ્તુ માગવાનો નણંદને અધિકાર હોય છે, પણ નણંદે પસંદ કરેલી વસ્તુ સારી હોય કે નમાલી, છતાં તેના ઉપર નણંદ ભોજાઇ વચ્ચે રકાઝક જામે છે. 'લેરીયા' જેવું અલ્પ વસ્ત્ર પણ ભાભીને કેમ મમતામાં નાખે છે ? કારણ કે એ તો માતા પિતાનું ખાસ સંભારણું ! હઠીલી નણંદ બીજી સાતગણી કિમ્મતી વસ્તુ સ્વીકારવાની પણ ના પાડે છે. અંતે હારેલી ભોજાઇ લેરીયું આપે છે, પણ સાથે સાથે "લઇને અદીઠડાં" થવાનું ય સંભળાવે છે. નણંદ ભોજાઈ વચ્ચેના ખટમધુર સંબંધનું આ નિખાલસ ચિત્ર છે. ]

§

મારા લેરીયામાં લાગી લૂંટાલૂટ હો........ઓ
નણુદલ માગે લેરીયું રે બાઇ.

મારા દાદાનું દીધલ લેરીયું રે બાઈ,
મારી માતાની બાંધેલ લાંક હો........ઓ
નણુદલ માગે લેરીયું રે બાઈ.

ચાર ખુણે ચાર ડાબલા રે બાઈ,
નણુદી સારેરા જોઇ જોઇ લીયો હો........ઓ
નણુદલ માગે લેરીયું રે બાઇ.

શું રે કરૂં તારા ડાબલા રે બાઇ,
મને લેરીયાની ઘણી ઘણી હામું હો........ઓ
નણુદલ માગે લેરીયું રે બાઇ.

ચાર ખુણે ચાર બેડલાં રે બાઈ,
નણુદી સારેરાં જોઇ જોઇ લીયો હો........ઓ
નણુદલ માગે લેરીયું રે બાઈ.

શું રે કરૂં તારાં બેડલાં રે બાઇ,
મને લેરીયાની ઘણી ઘણી હામું હો........ઓ
નણદલ માગે લેરીયું રે બાઈ.

સામી ઘોડારે ચાર ઘોડલા રે બાઈ,
નણદી સારેરા જોઇ જોઈ લીયો હો........ઓ
નણદલ માગે લેરીયું રે બાઇ.

શું રે કરૂં તારા ઘોડલા રે બાઇ,
મને લેરીયાની ઘણી ઘણી હામું હો........ઓ
નણદલ માગે લેરીયું રે બાઇ.

સામી વળગણીએ લેરીયું રે બાઇ,
નણદી લઇને અદીઠડાં થાવ હો........ઓ
નણદલ માગે લેરીયું રે બાઇ.

૨૭

## કાપડું

[ઉપરના ગીતને મળતું ગુર્જર ગીત]

સવા મણ સોનાનું કાપડું રે
અધમણ રૂપાનાં ભરત ભરાયાં
કાપડું ભરતે ભર્યું રે.

સામે ઓરડીએ ઘોળીડા રે,
સારા જોઇ જોઇ લો મારી નણદી—કાપડું૦

તારા ઘોળીડાને શું રે કરૂં રે,
લાગી છે કાપડાની રઢ મારી ભાભી—કાપડું૦

મારા મહીઅરનું કાપડું રે,
એ ચમ આલ્યું જાય મારી નણદી—કાપડું૦

સામે ઓરડીએ કોટડીઓ રે,
સારી જોઇ જોઇ લો મારી નણદી—કાપડું૦

તારી કોટડીઓને શું રે કરૂં રે,
લાગી છે કાપડાની રઢ મારી ભાભી—કાપડું૦

થાળી ભરેલા રૂપૈયા રે,
સારા જોઇ જોઇ લો મારી નણદી—કાપડું૦

તારા રૂપૈયાને શું રે કરૂં રે,
લાગી છે કાપડાની રઢ મારી ભાભી—કાપડું૦

સામી વળગણીએ કાપડું રે,
લઇને દીસતાં રહો મારી નણદી—કાપડું૦

આમાં મળજો ભીલડા રે,
કાપડું લૂંટાલૂંટ મારી નણદી—કાપડું૦

સામા મળજો નાગડા રે,
આગળ ડસજો નાગ મારી નણદી;
કાપડું ભરતે ભર્યું રે.

## ૨૮

## ટીલી

[ 'લેરીયાની લૂંટાલૂટ' નો જ ભાવ આ ચિત્રમાં ભર્યો છે. ]

§

અધમણ સોનું ને અધમણ રૂપું,
તેની અમને ટીલડી ઘડાવો રે જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

કાકે કોરાવી મારે મામે મઢાવી,
વીરે મારે હીરલે જડાવી રે જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

ટીલડી ચોડીને અમે સાસુજી ઘેર ગ્યાં'તાં,
સાસુડીએ મોઢડાં મચકોડયાં હો જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

કાં રે સાસુજી તમે મોઢડાં મચકોડો,
નથી તારે દીકરે અલાવી હો જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

કાકે કોરાવી મારે મામે મઢાવી,
વીરે મારે હીરલે જડાવી હો જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

ટીલી ચોડીને હું તો જળ ભરવા ગઈ'તી,
ટીલી ઉંડા જળડામાં ઉડી રે જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

ટીલડી જડે તો પાંચ બરામણ જમાડું,
નણદોઈને ધોતીઆં બંધાવું હો જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

ટીલડી જડે તો મારી નણદીને આલું,
ભાણેજને કેડીયાં સીવડાવું હો જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

જાણ્યા તે પૂરના જોશીડા તેડાવો,
ટીલડીના જોશ જોવરાવો રે જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

ઉંડા તે જળમાંથી ટીલડી ઝબૂકી,
ટીલી હવે નણદીને આલો હો જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

કાકે કોરાવી મારે મામે મઢાવી,
નણદીને ટીલી શેની આલું રે જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

ટીલી ચોરીને સધા મંદિર પધાર્યા,
સાસુજીને પાય લાગ્યાં હો જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

ઠાર્યાં એવાં ઠરજો ને બાળ્યાં એવાં બળજો,
સાસુડીએ આશખ ત્યાં દીધી રે જાદવરાય;
એ રે ટીલીની અમને બહુ રઢયું લાગી.

૨૯

## વીરને તેડાં

[ પાણી શેરડો એટલે જાણે સ્ત્રીઓનું બીજું પીયર ! અને પંખી એટલાં એનાં પીયરીયાં ! માનવી ન મળ્યો, એટલે છાનાંમાનાં મોરલાને મોકલ્યો. વીરો આવ્યો, બનેવીના કાન ભંભેરી નણંદને કઢાવી. બેની-બાને પુરાં રાજ થયાં ! ]

§

સરોવર પાળે આંબલીઓ,
આંબે ઝાઝા મોર મલુગર આંબલીઓ

એક તે મોરલો ઉડી ગીયો,
ગીયો દાદાને દેશ મલુગર આંબલીઓ.

દાદા ધીડી દખીઆં,
વીરને આણે મેલ્ય મલુગર આંબલીઓ.

વીરો આવ્યો સીમડીએ
સીમું લે'રે જાય મલૂગર આંબલીઓ.

વીરો આવ્યો વાડીએ,
વાડીએ ટૌકે મોર મલુગર આંબલીઓ.

વીરો આવ્યો સરોવરીએ,
સરોવર લે'રે જાય મલૂગર આંબલીઓ.

વીરો આવ્યો ઝાંપલીએ,
ઝાંપે ધડુસીઆ ઢોલ મલુગર આંબલીઓ.

વીરો આવ્યો શેરીએ,
શેરી લે'રે જાય મલૂગર આંબલીઓ.

વીરો આવ્યો આંગણીએ,
મળી ચુડાળી બે'ન મલુગર આંબલીઓ.

નણદી વળાવ્યાં સાસરે,
બેનીને પૂરાં રાજ મલૂગર આંબલીઓ.

૩૦

## ભાભીનું મેણું

[ પૂર્વે જ્યારે હાથે કાંતવાનો ઉદ્યમ હતો ત્યારે 'કોડય' નામના ઢોર બાંધવાના છાપરા તળે બધી પાડોશણો પોતપોતાના રેંટીઆ માંડી એક બીજી સાથે વાર્તા વિનોદ કરતી કરતી કાંતતી. એવે એક દિવસે પાદરમાં થઇને કોઈ મેરની ( સૂમરીયાની ) જાન નીકળી, કુંવારી નણંદ વરલાડાને નિરખવા દોડી, હડફેટમાંમાં રેંટીઓ બગાડયો, એ અધીરાઈ ભાભીને ભોજાઈએ વિનોદમાં મેણું દીધું કે "જાવ ઝટ, એ વરરાજાને પરણી બેસો." મેણું ન ખમી શકનારી નણંદ સાચેસાચ ભાભીનો બોલ સત્ય કરી દેખાડવા ચાલી, ને પોતાનો અસ્વીકાર કરનાર સુમરીયાને શાપ દઈ પોતે આપઘાત કર્યો. ]

§

કાંતણીયાં રે કોડ્યુંમાં નો માય,
નણંદ ભોજાઇ હાલી કાંતવા.

નણુંદી કાંતે જાચા હીરના ત્રાગ,
    ભોજાઈ કાંતે રે કાજુ કોકડાં.

પાદર આવી પરદેશીની પોઠ્ય,
    એક આવ્યો રે વર સૂમરો.

સોળ સૈયરૂં જોવા ધોડી જાય,
    નણુદી ઉઠયાં રે ઉતાવળાં.

ત્રોડી ત્રોડી ખરા લોહની ત્રાક,
    માળ ત્રોડી રે જાચા હીરની,

નણુદી જાશે સુમરીઆની સાથ,
    સુમરો ઓઢાડે નવરંગ ચુંદડી.

દાદા મોરા દેવું હોય તે દે,
    અમારે વરવો રે વર સૂમરો.

ઘેલાં ધીડી કેણે દીધી ગાળ,
    કોણ ધીડી રે મેણાં બોલીઆં.

કાકા મોરા દેવું હોય તે દે.
    અમારે વરવો રે વર સૂમરો.

ઘેલાં ભતરીજ કેણે દીધી ગાળ,
    કોણ ભતરીજ મેણાં બોલીઆં.

મામા મોરા દેવું હોય તે દે,
    અમારે વરવો રે વર સૂમરો.

ઘેલાં ભાણીબા કેણે દીધી ગાળ,
    કોણ રે ભાણીબા બોલીઆં.

વીરા મોરા દેવું હોય તે દે,
    અમારે વરવો રે વર સૂમરો.

ઘેલાં બેનીબા કેણે દીધી ગાળ,
કોણ બેનીબા મેણાં બોલીઆં.

વીરા મારી ભાભીએ દીધી ગાળ,
વડેરી ભોજાઇ મેણાં બોલીઆં.

વીરા મારી ભાભીને મ માર્ય,
બાળ હત્યા રે અમને લાગશે.

સુમરીઆ રાણા પાછું વાળી જો,
વાંસે તે આવે સુહાગણ સુંદરી.

સુંદરી તો મારે મા ને બેન,
સુંદરી જેવડી રે મારે ઘેર દીકરી.

સુમરીઆવનું જાજો રે નખ્ખોદ,
સાતે અવતાર જાજો વાંઝીઆ.

બરડામાં ભેટકડીને પડખે પદ્ગા પીરની ધાર છે ત્યાં આ નાણું઼દ સતી થઇ.

૩૧

## નણુદલ પરોણલાં

[ બાર બાર વરસે ભાઇને ઘેરે આવેલી નણંદનો આટલો આટલો તિરસ્કાર કરી લીધા પછી પણ ભોજાઇને મનમાં દાઝ રહી ગઈ કે રાંડ "માર્યા વિનાની વહી ગઇ !" ]

§

બાર બાર વરસે નણદલ પધાર્યાં,
ભાભી ઉતારા૦ દ્યોને રાજ નણદલ પરોણલાં.

ઘર પછવાડે પડેલ અંદેરાં,
જઇને ઉતારા કરજો રાજ નણદલ પરોણલાં.

ઉતારા ભાભી સભર બનાવ્યા,
હવે દાતણીઆં દેજો રાજ નણદલ પરોણલાં.

ઘર પછવાડે થોરનું ઠુંઠું
વેડી દાતણીઆં કરજો રાજ નણદલ પરોણલાં.

દાતણીઆં ભાભી સભર બનાવ્યાં,
હવે નાવણીઆં દેજો રાજ નણદલ પરોણલાં.

ઘર પછવાડે ભરેલ ખાબોચીઆં,
જઇને નાવણીઆં કરજો રાજ નણદલ પરોણલાં.

નાવણીઆં ભાભી સભર બનાવ્યાં,
હવે ભોજનીયાં દેજો રાજ નણદલ પરોણલાં.

તમારે વીરે શાળ નથી વાવી,
ઘઉંમાં આવ્યો ગેરૂ રાજ નણદલ પરોણલાં.

ભોજનીઆં ભાભી સભર બનાવ્યાં,
હવે મખવાસીઆં દેજો રાજ નણદલ પરોણલાં.

ઘર પછવાડે ઉંદરની લીંડીયું,
જઇ મખવાસીઆં કરજો રાજ નણદલ પરોણલાં.

મખવાસીઆં ભાભી સભર બનાવ્યાં,
હવે પોઢણીઆં દેજો રાજ નણદલ પરોણલાં.

તમારે વીરે વાણુ નથી ભાંગ્યું,
સુતાર પીટયો ઠુંઠો રાજ નણદલ પરોણલાં.

પોઢણીઆં ભાભી સભર બનાવ્યાં,
હવે મારગડા ચીંધો રાજ નણદલ પરોણુલાં.

ઠાલા તે કુવા ઠેકતાં જાજો
ભર્યા કુવામાં પડજો રાજ નણદલ પરોણુલાં.

મારા હૈયામાં હામ જ રહી ગઇ,
માર્યા વન્યાની વઇ ગઈ રાજ નણદલ પરોણુલાં.

૩૨

## વીરાને આંગણે

ઉગમણેથી રથડા જૂત્યા, આવી આંગણીએ છુટયા
મોહનરાયનું ઝૂમખડું રે.
મેં જાણ્યુ જે બેનડી આવી, આવી સુહાગણુ નણુદી
મોહનરાયનું ઝૂમખડું રે.
હસતાં રમતાં ઝાંપા ઉઘાડયા, નણુદી દેખી મરા હળી
મોહનરાયનું ઝૂમખડું રે.
નણુદીએ આવી નેવલાં ઝાલ્યાં, કયાં ગ્યો ભાભી મારો વીરો
મોહનરાયનું ઝૂમખડું રે.
મારે રે નણુદી ભૂખ જ જાણે, નત નત ગોકુળીએ જાય રે
મોહનરાયનું ઝૂમખડું રે.
ચંદર ઉગ્યો દન આથમીયો, આવે ગાયુંનો ગોવાળ
મોહનરાયનું ઝૂમખડું રે.
વનમાં વાંસલડી વાગંતી આવે, આવે કાનુડો વીરો
મોહનરાયનું ઝૂમખડું રે.

સાંકડી શેરીમાં વીરોજી મળીઆ, બેની ધ્રૂસકડે રોયાં
મોહનરાયનું ઝૂમખડું રે.
ક્યાં રે બેનીજી ધ્રસકે રૂવો, કોણે ન દીધા માન
મોહનરાયનું ઝૂમખડું રે.
કાકે મામે માન જ દીધાં, ભાભીએ મ્હોં મચકોડયાં
મોહનરાયનું ઝૂમખડું રે.
તારી ભાભીને પીયર વળાવું, તમે જનમારો રીયો
મોહનરાયનું ઝૂમખડું રે.
ના રે વીરાજી એવું ન કરીએ, બેની સાસરીએ સારાં
મોહનરાયનું ઝૂમખડું રે.
કાળી તે લાયનો કમખો સીવડાવ્યો, સોળ તે ગજની સાડી
મોહનરાયનું ઝૂમખડું રે.
સાત સાત સાડલા વીરોજીએ દીધા, સૈયરૂં વોળાવવા ચાલી
મોહનરાયનું ઝૂમખડું રે.
કળશી કટંબ વોળાવવા આવ્યું, ના'વી મચકાળી ભાભી
મોહનરાયનું ઝૂમખડું રે.
ધોળુડા ધોરી ને ઝગમગતી ઝૂલ્યું, બેનીને વોળાવવા જાય રે
મોહનરાયનું ઝૂમખડું રે
નણદીએ ત્યાં આશખ દીધી, ઘણું જીવો મારો વીરો
મોહનરાયનું ઝૂમખડું રે.
મારા વીરાને આશખ દઉં છું, બાર બેટાનો બાપ
મોહનરાયનું ઝૂમખડું રે.
ઘણું જીવો મારી રખમાઇ ભાભી, સાત શોકયુંના સાલ
મોહનરાયનું ઝૂમખડું રે.

૩૩

# ઓળખ્યો

[ બાર બાર વરસ થયાં સાસરે વળાવેલી અને વચમાં એકેય વાર ઘેર ન આવેલી બ્હેનને એનો ભાઈ તેડવા જાય છે. નાનપણનાં સ્મરણો ભૂલેલી એ બ્હેન ભાઇને કેમ કરીને ઓળખી લ્યે છે ? પોતાની માતાની આંખો જેવી એની આંખો દેખીને, અને પિતાના અવાજ જેવો એનો અવાજ સાંભળીને. ( માતાના જેવી આંખોવાળો ને પિતાના જેવા સ્વરવાળો પુરૂષ પંકાય છે. ) ભાઇને પોતાનાં દુઃખો સંભળાવતી બ્હેન ભાઇના નિમંત્રણને નકારે છે. એ સમજે છે કે ભાઇઓ તો ભાભીને વશ હોય. બધું દુઃખ ઠલવીને બ્હેની ડૂબી મરે છે. ]

§

વેલ્યુ' છુટીયું' રે વીરા વાડીના વડ હેઠ
ઘોળીડા બાંધ્યા રે વડને વાંકીએ.

ચાર પાંચ સૈયરૂ' રે વીરા પાણીડાની હાય,
વચલી પાણીઆયે' વીરને ઓળખ્યો.

ઓળખ્યો ઓળખ્યો રે માની આંખ્યુંની અણુસાર,
બાપની બોલાશે વીરને ઓળખ્યો.

વીરા ચાલો રે દખણી બેનીને ઘેર,
ઉતારા દેશું ઉંચા ઓરડા.

વેલ્યુ' છોડજો રે લીલા લીંબડા હેઠ,
ઘોળીડા બાંધજો રે વચલે ઓરડે.

નીરીશ નીરીશ રે વીરા લીલી નાગરવેલ્ય,
ઉપર નીરીશ રાતી શેરડી.

રાંધીશ રાંધીશ રે વીરા કમોદુંનાં ફૂળ,
પાશેર રાંધીશ કાજુ ખીચડી.

પાપડ શેકીશ રે વીરા પુનમ કેરો ચંદ,
ઉપર આદુ ને ગરમર આંથણાં.

જમશે જમશે રે મારો માડી જાયો વીર,
ભેળી: બેસશે રે એકજ બેનડી.

ઉંચી મેડી રે વીરા ઉગમણે દરબાર,
નીચાં રે ઢળાવું તારા ઢોલીઆ.

પોઢશે પોઢશે રે મારો માડીજાયો વીર,
પાસે બેસશે રે એકજ બેનડી.

કરજે કરજે રે બેની સખદખની વાત,
ઘેરે જાશું તો માતા પૂછશે.

અવી ખાવી રે વીરા ખોરૂડી જાર,
સુવું રે માડીના જાયા સાથરે.

બાર બાર વરસે રે વીરા માથડીયાં ઓળ્યાં,
તેર વરસે રે તેલ નાખીયાં.

મેલો મેલો રે બેની તમારલા દેશ,
મેલો રે બેની તમારાં સાસરાં.

વીરા વીરા રે બેની માસ છ માસ,
આખર જાવું રે બેનને સાસરે.

ભરવાં ભરવાં રે વીરા ભાદરૂનાં પાણી,
ભાદરની રેલે બેની તણાઇ ગયાં.

આ ને કાંઠે રે વીરો રહ રહ રૂવે,
ઓલ્યે કાંઠે રૂવે એની માવડી.

૩૪

# વીરાને વખડાં

[ દૂર દૂરના દેશમાં પરણાવેલી બ્હેનને એનાં ક્રૂર સાસરીયાં પીયર ન જવા આપે. અને તેડવા આવનાર ભાઇને ઝેર ભેળવેલાં ભોજન જમાડે, એવી કરૂણ કથાઓ લોક–સાહિત્યમાં વારંવાર આવે છે.]

§

વીર દાદો કે' દેશમાં દેશું,
વીર દાદો કે' દેશમાં દેશું રે
વીરે પરદેશમાં દીધાં.

વીર આડી રે આરબા નદી,
વીર આડી છે આરબા નદી રે
નદીનાં નીર ઘણેરાં.

વીર કડયે લઇ તુંબડાં બાંધો,
વીર કડયે લઇ તુંબડાં બાંધો રે
તુંબડલે તરતા આવો.

વીર બેની બાઇએ આવતો ભાળ્યો,
વીર બેની બાઇએ આવતો ભાળ્યો રે
ઘોડીને ઢોલીઆ ઢાળ્યા.

વીર ઘોરાજીનો ઢોલીઓ લાવ્યો,
વીર ઘોરાજીનો ઢોલીઓ લાવ્યો રે
પાટી પાટણથી લાવ્યો

વીર ત્રંબાળુ બેડલું લાવ્યો,
વીર ત્રંબાળુ બેડલું લાવ્યો રે
ઇંઢાણી હીરની લાવ્યો.

વીર મુંબઈનાં મોળીઆં લાવ્યો,
વીર મુંબઇનાં મોળીઆં લાવ્યો રે
અંગરેચી આભલાં લાવ્યો.

વીર કાળી લાયનું કાપડું લાવ્યો,
વીર કાળી લાયનું કાપડું લાવ્યો રે
કુંખીઆં નગરથી લાવ્યો.

વીર બાંધવડાનાં માથડાં દુખે,
વીર બાંધવડાનાં માથડાં દુખે રે
એની બાઇ ધ્રૂશકે રોવે.

વીર બાંધવને વખડાં પાયાં,
વીર બાંધવડાને વખડાં પાયા રે
સાસુડીએ સોમલ પાયાં.

૩૫

## મોટાં ખોરડાં !

ગામમાં સાસરૂં ને ગામમાં પીયરિયું રે લોલ,
દીકરી કે'જો સુખ દઃખની વાત જો,
કવળા સાસરીયામાં જીતવું રે લોલ.

સુખના વારા તો માતા વહી ગયા રે લોલ,
દુખનાં ઉગ્યાં છે ઝીણાં ઝાડ જો,
કવળા સાસરીયામાં જીતવું રે લોલ.

પછવાડે ઉભી નણુદી સાંભળે રે લોલ
વહુ કરે છે આપણા ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

નણુદીએ જઇ સાસુને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટા ખોરડાં રે લોલ.

સાસુએ જઇ સસરાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણાં ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

સાસરે જઇ જેઠને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

જેઠે જઇ પરણ્યાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

પરણ્યે જઇ તેજી ઘોડો છોડીયો રે લોલ,
જઇ ઉભાડયો ગાંધીડાને હાટ જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

અધશેરો અમલીઆં તોળાવીઆં રે લોલ,
પાશેરો તોળાવ્યો સુમલખાર જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

સોનલા વાટકડે અમલ ઘોળીઆં રે લોલ,
પીવો ગોરી નકર હું પી જાઉં જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

ઘટક દઇને ગોરાંદે પી ગયાં રે લોલ,
ઘરચોળાની ઠાંસી એણે સોડય જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

આટકાટનાં લાકડાં મગાવીઆં રે લોલ,
ખોખરી હાંડીમાં લીધી આગ જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

પે'લો વીસામો ઘરને ઉંબરે રે લોલ,
બીજો વીસામો ઝાંપા બા'ર જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

ત્રીજો વીસામો ગાયને ગોંદરે રે લોલ,
ચોથો વીસામો સમશાન જો
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

સોનલા સરખી વહુની ચે' બળે રે લોલ,
રૂપલા સરખી વહુની રાખ જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

બાળી ઝાળીને જીવડો ઘેર આવ્યો રે લોલ,
હવે માડી મંદિરીએ મોકળાણ જો,
*ભવનો ઓશીઆળો હવે હું રહ્યો રે લોલ.

*હવે માડી દેજો દોટાદોટ જો.
સહુનો ઓશીયાળોહવે હું રહ્યો રે લોલ.

## ૩૬
## નણુદી જ્હોદણુા

[ આંહી પણ બ્હેનને ઘેર આવનાર ભાઇની હત્યા વર્ણવી છે. ]

§

વચલી કોઠીના મેં તો ઘઉંડા રે કાઢીયા,
ઝીણા સોયા ને મોટા ભરડયા રે નણુદી જ્હોદણી.

તેની રાંધી છે નણુદે તલધારી લાપશી,
બીજો રાંધ્યો છે સોમલખાર રે નણુદી જ્હોદણી.

સૌને પિરસી છે એણે તલધારી લાપશી,
ભાઇને પિરસ્યો છે સોમલખાર રે નણુદી જ્હોદણી.

પે'લે તે કોળીએ વીરનાં મોઢાં સમકોડીયાં,
બીજે તે કોળીએ ઝીભું ઝાલી રે નણુદી જ્હોદણી.

ત્રીજે તે કોળીએ ભાઇની ભાનું ભૂલાવીયું,
પળમાં છોડાવ્યા એના પ્રાણ રે નણુદી જ્હોદણી.

મારી કૂટીને રાંડે ભોંમાં ભંડારીઓ,
ઉપર ચણી છે સોમલ દેરી રે નણુદી જ્હોદણી.

## ૩૭
## વાંઝીઆં

[સંતતિ ન હોવી, એ આપણા સંસારમાં અભાગણી સ્રીનો અપરાધ મનાયો છે. સંતતિની લાલસાએ શોકયનાં ત્રાસ જન્માવ્યા છે. વાંઝણી સ્રી પોતાનું એ અમંગળપણું ટાળવા કેવી માનતાઓ આદરે છે ! કેવાં અપમાન સહે છે ! કુદરત પણ એને તરછોડે છે. ને આખરે દેવ પાસેથી પુત્ર લાધતાં જ એનાં માનપાન તત્ક્ષણ વધી જાય છે.]

§

ગંગા તે માટી ચીકણી ધન્ય રમતાં રે,
એના ચૂલા નખાવોને ચાર કે મા'દેવ જાવું રે.

પેલે તે ચૂલે ખીચડી ધન્ય રમતાં રે,
બીજે તે કઢીઅલ દૂધ કે મા'દેવ જાવું રે.

ત્રીજે તે ચૂલે લાપસી ધન્ય રમતાં રે,
ચોથલે તાવેલ ઘી રે કે મા'દેવ જાવું રે.

ત્યાંથી તે દડવડ ચાલીઆં ધન્ય રમતાં રે,
જઇ પડયાં સસરાને પાય કે મા'દેવ જાતાં રે.

સસરો તે મેણાં બોલીઆં ધન્ય રમતાં રે,
વાંઝીઆં મ્હોં કોણ જોશે કે મા'દેવ જાતાં રે.

ત્યાંથી તે દડવડ ચાલીઆં ધન્ય રમતાં રે,
પડયાં સાસુને પાય કે મા'દેવ જાતાં રે.

સાસુ તે મેણાં બોલીઆં ધન્ય રમતાં રે,
વાંઝીઆં મ્હોં કોણ જોશે કે મા'દેવ જાતાં રે.

ત્યાંથી તે દડવડ ચાલીઆં ધન્ય રમતાં રે,
જઇ પડયાં દાદાને પાય કે મા'દેવ જાતાં રે.

દાદો કે' નહિ મારી દીકરી ધન્ય રમતાં રે,
માડી કે' નહિ મારાં પેટ કે મા'દેવ જાતાં રે.

ત્યાંથી તે દડવડ ચાલીઆં ધન્ય રમતાં રે,
આવ્યાં આંબલીઆની છાંય કે મા'દેવ જાતાં રે.

લીલૂડા આંબા સૂકાઇ ગીયા ધન્ય રમતાં રે,
કોયલડી કરે રે કલપાંત કે મા'દેવ જાતાં રે.

ત્યાંથી તે દડવડ ચાલીઆં ધન્ય રમતાં રે,
આવ્યાં સરોવરીઆની પાળ્ય કે મા'દેવ જાતાં રે.

ભર્યાં સરોવર સુકાઇ ગીયાં ધન્ય રમતાં રે,
માછલડી કરે રે કલપાંત કે મા'દેવ જાતાં રે.

ત્યાંથી તે દડવડ ચાલીઆં ધન્ય રમતાં રે,
જઇ પડયાં મા'દેવ પાય કે મા'દેવ જાતાં રે.

માદેવે દીધો દીકરો ધન્ય રમતાં રે,
ભવનાં તે ભાંગેલ મેણું કે મા'દેવ જાતાં રે.

ત્યાંથી તે દડવડ ચાલીઆં ધન્ય રમતાં રે,
આવ્યાં સરોવરીયાની પાળ કે મા'દેવ ગ્યાં'તાં રે.

સૂકાં સરોવર ભરાઇ ગીયાં ધન્ય રમતાં રે,
માછલડી કરે રે કિલોળ કે મા'દેવ ગ્યાં'તાં રે.

સૂકા આંબા લીલા થયા ધન્ય રમતાં રે,
કોયલડી કરે રે ટોકાર કે મા'દેવ ગ્યાં'તાં રે.

દાદો કે મારી દીકરી ધન્ય રમતાં રે,
માતા કે મારલું પેટ કે મા'દેવ ગ્યાં'તાં રે.

સસરો લખી કાગળ મોકલે ધન્ય રમતાં રે,
મારા ઘરના દીવા ઘરે આવો કે મા'દેવ ગ્યાં'તાં રે.

સાસુ લખી કાગળ મોકલે ધન્ય રમતાં રે,
મરાં ઉઘાડાં ઘર ઘરે આવો કે મા'દેવ ગ્યાં'તાં રે.

પરણ્યો લખી કાગળ મોકલે ધન્ય રમતાં રે,
મારા ઘરનાં તેજ ઘરે આવો કે મા'દેવ ગ્યાં'તાં રે.

૩૮

## કુદરતની કરૂણા

[ જેઠાણીને પોતાની રિદ્ધિ સિદ્ધિનો ગર્વ હશે. એણે કીમ્મતી ખોરાક વડે પોતાનો ગર્ભ પોષ્યો. પણ કુદરત પાસેથી સંતાન મેળવવામાં એની અઢળક સંપત્તિ કામ ન લાગી. અને લગારે પોષણ ન પામેલી નિર્ધન દેરાણીની દીન યાચના કુદરતે પૂરી કરી. દેરાણીની તુંબડીના વેલાને ઘણાં ઘણાં તુંબડાંનો ફાલ આવ્યો, એમાં એ ગરીબ નારીને પેટ પૂત્રો પ્રસવ્યાનું સૂચન રહ્યું છે. એ કુદરતી કરૂણામાંથી મગરૂબ પૈસાદારો કેવાં બેનસીબ રહી જાય છે તે ભાવ આંહી આલેખાયો છે.]

§

દેરાણી જેઠાણી વાદડીયામા વદીયું જો,
વાદે ને વાવ્યાં વાદડ તૂંબડાં હો જી.

જેઠાણીની તૂંબડી ખાંટે ખાતર નાખ્યાં જો,
દેરાણીની તુંબડ ખાતર છાણનાં હો જી.

જેઠાણીની તૂંબડી રહીંએ દૂધે સીંચી જો,
દેરાણીની તૂંબડ સીંચી પાણીડે હો જી.

દેરાણીની તૂંબડી વાડચે વેલો ચડિયો જો,
જેઠાણીની તૂંબડ રહી છે ભોંયમાં હો જી.

દેરાણીની તૂંબડી ફાલે ફુલે લચકી જો,
જેઠાણીની તૂંબડ ફુલ નાવીયાં હો જી.

દેરાણીની તૂંબડી નવસેં નેચાં પડીયાં જો,
જેઠાણીની તુંબડ રહી છે વાંઝણી હો જી.

દેરડીને પાદર દેવળ ચણાવીશ જો,
એકસો ને સાઠ મેલાવીશ જાળીઆં હો જી.

જાળીએ ને જાળીએ દીવડલા મેલાવીશ જો,
તો યે ન પેટ પૂતર પારણે હો જી.

વાવડીને પાદર વાવ્ય ગળાવીશ જો,
એક સો ને સાઠ મેલાવીશ પગથીઆં હો જી.

પગથીએ ને પગથીએ દીવડીઆ મેલાવીશ જો,
તોયે નો પેટ પુતર પારણે હો જી

દીકરા વધામણ સોનલાની જીભડી જો,
દીકરી વધામણ સોના સાંકળી હો જી.

દીકરો દીકરો કરતાં દીકરડી નવ આવી જો,
તોયે નો પેટ પૂતર પારણે હો જી.

૩૯

## વાંઝીયાં-મેણાં

[જેને પેટ છોરૂ ન હોય, તે સ્ત્રીને પારકાં બાળકો ઉપર બહુ મમત્વ ઉપજે છે. વાંઝીયાપણાની એની વેદના એ ભૂલી જાય છે. પણ એ વિશ્વ-વાત્સલ્યને ન સમજી શકનારા સ્વાર્થી કુટુંબીઓ એને મેણાં જ દીધાં કરે છે.]

§

વહુને ખોળે ચોખા ને ખંભે ચૂંદડી રે,
વહુ તો ચાલ્યા રાંદલમાને ઓરડે રે.

વહુનો સસરો તે મેણાં બોલીયા રે,
મારાં વાંઝીયાં વહુ તમે ક્યાં ચાલ્યાં રે.

સસરા વાંઝીયાં વાંઝીયાં શું કરો રે,
મારા જેઠનાં તે મારા પેટનાં રે.

મારા દેરનાં તે મારા વીરનાં રે.
મારી નણદીનાં તે મારા ધરમનાં રે.
મારી શોકયનાં તે અડધા અંગનાં રે.

૪૦

## દીકરાની ઝંખના

[ પુત્રહીન માતાથી હવે તો મેણાં સહેવાતાં નથી. રાંદલ માની પાસે એ કેવો દીકરો માગી રહી છે ! ઘરની લીલી લીલી ગાર ઉપર પોતાની નાની નાની પગલીઓ પાડનારો, રોટલા ઘડતી વખતે નાનકડી ચાનકી માગનારો, દળતી વખતે ઘંટીના થાળામાં લોટની જે શગ ચડતી હોય તે પાડી નાંખનારો, ખોળો ખુંદીખુંદીને ધોયેલો સાડલો બગાડનારો ને છાશ કરતી વખતે માખણ માગનારોઃ આ પ્રત્યેક કામ કરતી વખતે એને એવો દીકરો સાંભરે છે. નાના મસ્તીખોર ને લાડકવાયા બાળકનું આબાદ આ ચિત્ર છે. ]

§

લીંપ્યું ને ગુંપ્યું મારૂં આંગણું;
પગલાંનો પાડનાર ધોને રન્નાદે,
વાંઝીયાં-મેણાં માતા દોહ્યલાં.

રોટલા ઘડીને ઉભી રહી;
ચાનકીનો માગનાર ધોને રન્નાદે,
વાંઝીયાં-મેણાં માતા દોહ્યલાં.

દળણાં દળીને ઉભી રહી;
પાળ્યુંનો પાડનાર ધોને રન્નાદે,
વાંઝીયાં-મેણાં માતા દોહ્યલાં.

ધોયો ધફોયો મારો સાડલો;
ખોળાનો ખુંદનાર ધોને રન્નાદે,
વાંઝીયાં-મેણાં માતા દોહ્યલાં.

મહીડાં વલોવી ઉભી રહી;
માખણનો માગનાર ધોને રન્નાદે,
વાંઝીયાં મેણાં માતા ! દોહ્યલાં.

( એ પ્રમાણે પુત્ર મળતાં ગાય છે કે )

લીંપ્યું ને ગુંપ્યું મારૂં આંગણું;
પગલાંનો પાડનાર દીધો રન્નાદે,
અનિરૂદ્ધ કુંવર મારો લાડકો.

વગેરે વગેરે.

૪૯

## કામણ

[ કુટુંબ-જીવનમાં ખૂબ રીબાઈ રીબાઇને ઘણી બ્હેનો પોતાનું મનુષ્યત્વ પરવારી બેસે છે અને પછી પોતાને પીડનાર સગાં ઉપર વીર નખાવે, મંત્ર તંત્રો કરાવે, વળગાડ પણ અજમાવે. એવાં દૃષ્ટાંતો બહુ બનતાં. હજુ ય ચાલે છે. ]

§

દેરાણી જેઠાણી આપણ વાદડીઆમાં વદીએ જો,
વાદડીઆમાં વદીએ આપણ પાટણ પાણી જાયેં જો.

પાટણના પૂજારા વીર કામણ કરી દેજો જો,
બાઈ રે પરદેશણ બે'ન કરજે દુઃખની વાત જો.

સરપને સાવરણે સાસુ વાસીદાં વળાવે જો,
નાગને નેતરડે નણદી છાસરડી ફેરાવે જો.

અડધી તે રાતડીએ દળણાં જેઠાણી દળાવે જો,
પાછલડી પરોડચે પરણ્યો પાણીડાં ભરાવે જો.

લે રૂપૈયા અઢી ને કામણ કરજે મઢી,
લે રૂપૈયા સો ને સાઠ કામણ કરજે લોઢે લાઠ.

૪૨

## અલંકારોના ઉમળકા

[ સ્રીને પોતાનાં, પીયરીયાં અને સાસરીયાં તરફથી ઘરેણાંની જે ભેટ મળતી, તેથી પણ એના અંતરમાં બન્ને પક્ષ પ્રત્યે નિત્ય નિત્ય પ્રીતિ સીંચાતી હતી. અંગ ઉપરના અલંકારો જોતી જોતી, બન્ને સગાંઓને સંભારતી સંભારતી, સામે પોઢેલા પતિ ઉપર એ હર્ષિત નારી આશિષો વરસાવે છે. ]

§

સાયબો જી રે પોઢયો છે પલંગમાં.

કડલાં જી રે મારા રે મૈયરનાં,
કાભીયું રાજા સાહેબની, જીવે મારી નણદીનો વીર,
સાયબો જી રે પોઢયો છે પલંગમાં.

ચૂડલી જી રે મારા રે મૈયરની,
ગૂજરી રાજા સાહેબની, જીવે મારી નણદીનો વીર,
સાયબો જી રે પોઢયો છે પલંગમાં.

ઝરમર જી રે મારા રે મૈયરની
તૂળસી રાજા સાહેબની, જીવે મારી નણદીનો વીર.
સાયબો જી રે પોઢયો છે પલંગમાં.

ત્રોટીયું જી રે મારા રે મૈયરની
કડીયું રાજા સાહેબની, જીવે મારી નણદીનો વીર,
સાયબો જી રે પોઢયો છે પલંગમાં.

નથડી જી રે મારા રે મૈયરની
ટીલડી રાજા સાહેબની, જીવે મારી નણદીનો વીર,
સાયબો જી રે પોઢયો છે પલંગમાં.

૪૩

# બેડું મારૂં નંદવાણું

સોનલા ઇંઢોણી રે રૂપલાનું બેડલું રે
પાણીડાં ગઇ'તી તળાવ–બેડું મારૂં નંદવાણું રે.

ચોરે તે બેઠા રે બેની મારા સાસરા રે
કેમ કરી બેડલું લઇ જાઉં–બેડું મારૂં નંદવાણું રે.

ડેલીએ તે બેઠા રે બેની મારા જેઠજી રે
કેમ કરી બેડલું લઇ જાઉં–બેડું મારૂં નંદવાણું રે.

મેડીએ તે બેઠા રે બેની મારે પરણ્યો જી રે
કેમ કરી બેડલું લઇ જાઉં–બેડું મારૂં નંદવાણું રે.

ઘર પછવાડે રે બેની એક આવળીયો રે
સોટા વાઢયા ચાર–બેડું મારૂં નંદવાણું રે.

પેલો તે સોટો રે બેની મને સબોડીઓ રે
સાંભર્યાં મા ને બાપ–બેડું મારૂં નંદવાણું રે.

બીજો તે સોટો રે બેની મને સબોડીઓ રે
સાંભર્યાં ભાઇ ભોજાઇ–બેડું મારૂં નંદવાણું રે.

ત્રીજો તે સોટો રે બેની મને સબોડીઓ રે
સાંભર્યો સૈયરૂંનો સાથ–બેડું મારૂં નંદવાણું રે.

ચોથો તે સોટો રે બેની મને સબોડીઓ રે
જીવ ગીયો અંકલાસ–બેડું મારૂં નંદવાણું રે.

# ૩

# ઇતિહાસ

લોક--સાહિત્યમાં ડગલે ડગલે ઇતિહાસ ગવાયો છે, અને પામરમાં યે પામર સ્ત્રીપુરૂષોને કંઠે ચડીને એ અમર બન્યો છે. આ વિભાગ મોટી પુરાણ–ઘટનાઓ ને દેશ સમસ્તની ઇતિહાસ–ઘટનાઓથી માંડીને નાનકડા ગામડાના વીર વીરાંગનાઓની પરાક્રમ–કથાઓને પણ આલીંગી રહ્યો છે. મહાપુરૂષોની અલૌકિકતા એણે નથી ગાઇ, પણ માનવતા ગાઈ છે. લોક–કલ્પના જ્યાં જ્યાં અટકી છે ત્યાં ત્યાં એણે મનુષ્યત્વ મૂક્યું છે. નબળાઇઓ દેખી ત્યાં તિરસ્કાર કે રોષ કરવાને બદલે ટીખળ કર્યું છે. સબળતા દેખી ત્યાં સ્થૂલ માપે માપણી નથી કરી, પણ પ્રત્યેક સબળ કાર્યની મહત્તા એની પાછળ રહેલી મસ્ત ભાવના વડે તોળી છે. એમ ન હોત તો બાપડા નારસંગજી કે ઘોઘા ચોહાણનો શો અધિકાર હતો આ યશ-ગીતોમાં વિરાજવાનો ? નવા યુગની જે જે લહરીઓ આવી, જે જે લંપટતા, ઢોંગ, કૂડ, કપટ, મૂડીવાદ કે રૂશ્વતખોરીનાં તત્વો નવે રૂપે પેઠાં, તે તમામને આ લોક–સાહિત્યે મર્મવેધી કટાક્ષો વડે વધાવ્યાં. ને એ રીતે લોકમત કેળવ્યો. રજવાડાંના રાજ–મહેલોમાં જે ખટપટ, ખૂન કે વિષપ્રયોગો થયા, તેણે લોક–કલ્પનાના કરૂણ તારોને હલમલાવ્યા અને એમાંથી કરૂણ સ્વરો કઢાવીને લોક–જીવનમાં માયા મમતા જગાડી; રાજા પ્રજા વચ્ચે અનુકમ્પાની હીરદોરી બાંધી.

રાસડાના રાગો પણ સદા ભાવોને જ અનુસરતા અનુસરતા, કેવી ખુબીથી ધીરા કે ત્વરિત, ગંભીર કે રમતીયાળ થતા ગયા છે એ વાત પણ અભ્યાસ કરવા જેવી છે.

૪૪

# પાર્વતીનાં પારખાં

[ શંકર પાર્વતીની આ ઘટનામાં માનવ સ્ત્રીપુરૂષોનો સ્વભાવ આલેખાયો છે. પત્નીને એક વાર પણ પીયર મોકલવામાં સ્ત્રીઘેલા મહાદેવને કેટલું વસમું લાગે છે ! ટીખળખોર પાર્વતીની મશ્કરીને પણ એ પ્રેમાન્ધ દેવ પારખી ન શક્યા–પીપળાન પાંદડાં ગણવા ચડ્યા ! ચાર દિવસની અવધી ચૂકેલી સતી ઉપર એ પતિને અવિશ્વાસ આવ્યો. પણ ભીલડીમાં લુબ્ધ થનાર એ ભોળાને ઉંચી ભાતની કસોટી યે ક્યાંથી આવડે ? મોચી બન્યા ! મહાસતીને મોજડીની લાલચ દીધી. જોગમાયાનો જવાબ તો સ્ત્રી જાતિને શોભે તેવો જ છે. એણે હિમાલય જેવા સમર્થ પિતાને આંગણે પણ પોતાના ભરથારનું ગુમાન ધારણ કર્યું.]

§

પાછી પીયરીએ મેલો મા'દેવજી,
એક વાર મૈયરીએ મેલો રે
મારે મૈયર જાવાના કોડ રે
મુખ હરિ બોલોને મા'દેવ

કેટલે દા'ડે ઘરે આવશો પારવતી,
કેટલે દા'ડે ઘરે આવશો રે
તમારી કેટલે દા'ડે જોઉં વાટ રે
મુખ હરિ બોલોને મા'દેવ.

જેટલાં પીંપળડાનાં પાંદ રે મા'દેવજી,
જેટલાં પીંપળડાનાં પાંદ રે
અમે એટલે દા'ડે ઘરે આવશું રે
અમારી એટલે દા'ડે જોજો વાટ રે
મુખ હરિ બોલોને મા'દેવ

ચડીઆ પીંપળડાની ડાળ રે મા'દેવજી,
ચડીઆ પીંપળડાની ડાળ રે
કંઇ ડાળીએ ડાળીએ ફરી વળ્યા રે
કાંઈ પાંદડે પાંદડે જોઇ વળ્યા રે
કાંઇ પાંદડાનો નાવ્યો પાર રે
મુખ હરિ બોલોને મા'દેવ.

ચોથે દા'ડે ઘરે આવશું મા'દેવજી,
ચોથડે દા'ડે ઘરે આવશું રે
અમારી ચોથડે દા'ડે જોજો વાટ રે
મુખ હરિ બોલોને માદે'વ.

લીધો મોચીનો વેશ રે મા'દેવજી,
લીધો મોચીનો વેશ રે
કાંઇ મનસા મોજડી હાથ રે
મુખ હરિ બોલોને મા'દેવ.

સોળસેં સાહેલીયુંનો સાથ રે પારવતીજી,
સોળસેં સાહેલીયુંનો સાથ રે
કાંઇ જળ ઝીલવાને જાય રે
મુખ હરિ બોલોનો મા'દેવ.

કરોને મોજડીયુંનાં મૂલ રે મોચીડા વીરા,
કરોને મોજડીયુંનાં મૂલ રે
મારા પગમાં પેરાવો લાલ મોજડી રે
મુખ હરિ બોલોને મા'દેવ.

આલું સોના તે કેરો હાર રે મોચીડા વીરા,
આલું સોના કેરો હાર રે
તને આલું સોના કેરો ચૂડલો રે
મુખ હરિ બોલોને મા'દેવ.

શું કરૂં સોનાનો હાર રે પારવતીજી,
શું કરૂં સોનાનો હાર રે
તારો પથરે પછાડું ચૂડલો રે
મારે એક વાર હાટડે આવ્ય રે
તારા પગમાં પેરાવું લાલ મોજડી રે
મુખ હરિ બોલોને મા'દેવ.

એવડલી આવ્યુ મ આલ્ય રે મોચીડા પીટયા,
એવડલી આવ્યું મ આલ્ય રે
મારો ઇસિવર જેવડો ભરથાર રે
તને ચક્કર ચડાવીને મારશે રે
મુખ હરિ બોલોને મા'દેવ.

૪૫

## નચાવ્યા !

[ શંકર અને ભીલડીની એ જાણીતી પુરાણ-કથાને લોકગીતની કોઇ રચનારીએ વિગતવાર રંગો પૂરીને આ શબ્દ-ચિત્રમાં ઉતારી છે. મોહલુબ્ધ મહાદેવજી ભીલડીના ધણીને ડુબાવી મારવા સુધી પણ તૈયાર થાય એ કામાંધતાની પરાકાષ્ઠા જે લોક-કલ્પનામાં સમાઇ શકી, તે લોક-કલ્પના કેટલી જોરાવર હશે ! તપસ્વીના એક પછી એક સ્વાંગ ઉતરાવી તે દરેકને સ્થાને બરાબર ઘટતા લાલ લાલ શણગારો સજાવ્યા, અને અંતે તો "નર નાચે ને નારી રીઝે" એવી દશામાં મહાદેવજીને મૂકી દીધા. પતિદેવને ચળાયમાન થયા દેખીને કશો રોષ ન કર્યો. છતાં વિકારને લીધે ભ્રષ્ટ થયેલા એ દંપતિ-સંસારને ફરીવાર લગ્ન કરીને વિશુદ્ધ તો કરવો જ જોઇએ. એટલે ફરી વાર બન્ને પરણે છે.]

§

**આંબુ જાંબુની છાય રે મા'દેવજી, ત્યાં કાંઇ રમ્મત માંડીજી રે**
**રમતાં રમતાં વાદજ વદીઆં, તપીએ જઇ તપ ધરીઆં જી રે**

તમે પારવતી પીયર પધારો, અમે જોઈ તપ કરવા જી રે,
હું રે મા'દેવજી ખરેખરી હોઉં તો તપીઆં તપ છોડાવું જી રે.

સોનલા ને રૂપલા ડાબલે ડાટયા, પીતળ લઈને પેર્યાં જી રે,
હીર ને ચીર પટારે ઠાંસ્યાં ફાટલ તૂટલ પેર્યાં જી રે.

હાથમાં સાવરણો ને કાખમાં સૂંડલો, ભીલડીનો વેશ લીધો જી રે,
ઉગમણાં વાસીદાં વાળ્યાં કે આથમણી રજ ઉડી જી રે.

કોણ છો જાતની ને કોણ છો ભાતની, કોણ તમારાં નામ જી રે,
જાતની કોલણ ભાતની ભીલડી, ભીલી અમારાં નામ જી રે.

ભીલ ઘર નાતીને ભીલ ઘર ધોતી લાલ લાલ મોતીડાં પરોવતી જી રે
અમારા ભીલને વંચા પડયા છે, ચાલું જંગલમાં જોતી જી રે.

આવ્યની કોળણ, બેસ્યની ભીલડી, આપણે રમ્મત રમીએ જી રે,
રીચો રીચો ભીલી રાણી અમ્મારે ચરણે, તને કરૂં પટરાણી જી રે.

તમ્મારે મા'દેવજી ગંગા પારવતી, ભીલડીને શું કરશો જી રે,
પારવતીને પીયર વળાવું, ગંગાને પાણી ભરાવું જી રે.

સીંગલદીપમાંથી હસ્તી મંગાવું, લાલ લાલ ચૂડીયું ઘડાવું જી રે.
ચૂડીયું ઉપર ચીપું મઢાવું, તને કરૂં પટરાણી જી રે,

તમ્મારે મા'દેવજી તૂટલ ખાટલી, તે દેખી અમે ડરીયે જી રે.
તૂટલ ખાટલી દૂર કરાવું ને લાલ પલંગ બીછાવું જી રે,

તમ્મારે મા'દેવજી વનમાં ઝુંપડાં તે દેખી અમે ડરીયે જી રે.
વનનાં ઝુંપડાં દૂર કરાવું લાલ લાલ મેડીયું ચણાવું જી રે,

તમ્મારે મા'દેવજી ટાઢા ટુકડા. તે દેખી અમે ડરીયે જી રે.
ટાઢા ટુકડા દૂર કરાવું, લાલ લાલ ચૂરમાં વળાવું જી રે,

તમ્મારે મા'દેવજી ઝાઝી ભભૂત, તે દેખી અમે ડરીયે જી રે.
ઝાઝી ભભૂત દૂર કરાવું, કંકુવરણી કાયા જી રે,

તમ્મારે મા'દેવજી ગળે સરપડાં, તે દેખી અમે ડરીયે જી રે
ગળેથી સરપ દૂર કરાવું, ફુલના હાર પેરાવું જી રે,

તમ્મારે મા'દેવજી લાંબી જટ્ટા, તે દેખી અમે ડરીયે જી રે,
લાંબી જટ્ટા દૂર કરાવું, લાલ અંબોડો વળાવું જી રે,

તમ્મારે મા'દેવજી લાલીયો ઘોડો, તે દેખી અમે ડરીયે જી રે,
લાલીઓ ઘોડો દૂર કરાવું, લાલ લાલ લાકડી રખાવું જી રે.

અમ્મારો ભીલ છે કાલો ને ઘેલો, જંગલ કેરો વાસી જી રે,
સાંજ પડે ને મારો ભીલ ઘરે આવે તુજ મુજને શીવ મારે જી રે.

ઓતરખંડમાંથી વાદળી ચડાવું ઝીણો ઝીણો મેહુલો વરસાવું જીરે,
તારા તે ભીલને ડુબવીને મારૂં, તને કરૂં પટરાણી જી

અમ્મારે શીવજી એવી એવી રીત્યું કે નર નાચે ને નારી રીઝે જી રે.
હાથે છે નેવળી ને પગે છે ઘુઘરી, થેઇ થેઇ શીવજી નાચે જી રે

પારવતીએ રૂપ પરકાશ્યું ને કયાં ગઇ ભીલાં રાણી જી રે,
ઇસવર પારવતી પરણુવા બેઠાં, ગાયે સકળ નરનારી જી રે.

૪૬

## હરચંદ રાજા

[ 'આંબાની શીતળ છાંયડી' કહીને હરિશ્ચંદ્ર રાજાનાં સુખો વર્ણવ્યાં, અને ત્યાર પછી 'વેળા બહુ પડી રે' તેનો બીજો કંઇ ઇતિહાસ ન આપતાં માત્ર કરુણારસનો ભાવ જ ઘેરો ને ઘેરો રંગી નાખ્યો છે.]

§

હરચંદ રાજાને આંગણુ આંબલો રે,
આંબલાની શીતળ છાંય રાજા હરચંદર;
હરચંદ રાજાને વેળા બહુ પડી રે.

હરચંદ વેચે એની મેડીયું રે,
મેડીયુંના અરીસા વેચાય રાજા હરચંદર:
હરચંદ રાજાને વેળા બહુ પડી રે.

હરચંદ વેચે એના હાથીડા રે,
હાથીયુંની અંબાડી વેચાય રાજા હરચંદર;
હરચંદ રાજાને વેળા બહુ પડી રે.

હરચંદ વેચે એનાં ઘોડલાં રે,
ઘોડલાનાં વછેરાં વેચાય રાજા હરચંદર;
હરચંદ રાજાને વેળા બહુ પડી.

હરચંદ વેચે શણગારલાં રે,
કુંવરીઆના શણગાર વેચાય રાજા હરચંદર
હરચંદ રાજાને વેળા બહુ પડી રે.

હરચંદ વેચે એની રાણીયું રે,
રાણીયુંના કુંવરીઆ વેચાય રાજા હરચંદર
હરચંદ રજાને વેળા બહુ પડી રે.

ઇથી વેળા તે કેવી જાણવી રે,
પોતે વેચાણા પાપી ઘેર રાજા હરચંદર
હરચંદ રાજાને વેળા બહુ પડી રે.

૪૭

# બાળુડો જોગી

[ ગૌડ બંગાળનો તરૂણ રાજા ગોપીચંદ મહારાજા ભર્તૃહરિનો ભાણેજ થાય. ભોગ વિલાસમાં ગરક થયેલા એ પુત્રને માતા મેનાવતીએ એક સુંદર સમશ્યા વડે ભેખ લેવરાવ્યો. બરાબર સ્નાનનો સમય જોયો. એની ઉઘાડી કાયા ઉપર મુગું આંસુ ટપકાવ્યું. આવી કંચનવરણી અને મ્હેકતી કાયાનો પણ એક દિવસ લય થશે એ એના પિતાનું મૃત્યુ યાદ કરાવીને પલકમાં સમજાવ્યું. બાળુડો જોગી પોતાના જોગની કસોટી કરવા બ્હેનીબાને દેશ પહોંચ્યો. બ્હેનનાં ચોધાર રૂદન જેને ન ચળાવી શકે તે જ ત્યાગ સાચો.]

§

સોનલા વાટકડી ને રૂપલા કાંગસડી
બાળુડો જોગી બેઠો ના'વા રે ભરથરી.

હાથ પગ ચોળે એના ઘરની અસતરી,
વાંસાના મેર ચોળે માડી રે ભરથરી.

મેર ચોળંતા એનું હૈડું ભરાણું જો,
નેણલે આંસુડલાંની ધાર રે ભરથરી.

નહિ રે વાદલડી ને નહિં રે વીજલડી,
ઓચીંતાં નીર ક્યાંથી આવ્યાં રે ભરથરી.

આવી કાયા રે તારા બાપની હતી જો,
એ રે કાયાનાં મરતુક થીયાં રે ભરથરી.

કો' તો માતાજી અમે દુવારકાં જાયેં જો,
દુવારકાની છાપુ લઇ આવું રે ભરથરી.

કો' તો માતાજી અમે હીંગળાજ જાયેં જો,
હીંગળાજના ઠુમરા લઇ આવું રે ભરથરી.

કો' તો માતાજી અમે કાશીએ જાયેં જો,
કાશીની કાવડયું લઇ આવું રે ભરથરી.

કો' તો માતાજી અમે જોગીડા થાયેં જો,
કો' તો લઇએ ભગવો ભેખ રે ભરથરી.

બાર વરસ બેટા રાજવટું કરો જો,
તેરમે વરસે લેજો ભેખ રે ભરથરી.

બાર વરસ માતા કેણીએ ન જોયાં જો,
આજ લેશું રે ભગવો ભેખ રે ભરથરી.

દેશ જાજે ને દીકરા પરદેશ જાજે જો,
એક મ જાજે બેનીબાને દેશ રે ભરથરી.

દેશ જોયો ને માતા પરદેશ જોયા જો,
એક ન જોયો બેનીબાનો દેશ રે ભરથરી.

આંબાની ડાળે ને સરોવરની પાળે જો,
ઉતરી છે જોગીની જમાત રે ભરથરી.

નણંદની દીકરી ને સોનલબાઇ નામ જો,
સોનલબાઇ પાણીડાંની હાર્યં રે ભરથરી.

કો' તો મામી તમારો વીરોજી દેખાડું જો,
કો' તો દેખાડું બાળો જોગી રે ભરથરી.

સાચું બોલો તો સોનબાઈ સોનલે મઢાવું જો,
જાડું બોલો તો જીભડી વાઢું રે ભરથરી.

હાલો દેરાણી ને હાલો જેઠાણી જો,
જોગીડાની જમાત જોવા જાયેં રે ભરથરી.

થાળ ભરીને શગ મોતીડે લીધો જો,
વીરને વધાવવાને જાય રે ભરથરી.
બેની જોવે ને બેની રસ રસ રોવે જો,
મારો વીરોજી જોગી હુવો રે ભરથરી.

કો' તો વીરાજી મારા પાલખી મગાવું જો,
કાં' તો અપાવું પાછાં રાજ રે ભરથરી.

પાલખી ન જોઈએ બેનીબા રાજ નવ જોઈ જો,
કરમે લખ્યો છે ભગવો ભેખ રે ભરથરી.

૪૮

## ઘોઘો ચહુવાણ

[નવરાત્રિઓમાં નાનાં નાનાં છોકરાં નાગની ફેણ જેવું એક પૂતળું બનાવી તેના હૈયામાં કોડીયું ગોઠવીને દીવો કરે છે અને પછી એને સાથે લઈને, કોઇ લડાઇના વર્ણનનું એક *જોડકણું બોલતા બોલતા ઘેરેઘેર ઘૂમે છે. એનું નામ ઘોઘો. ઘોઘો ચહુવાણ કોઇ ક્ષત્રિય હશે.• અને પોતાના ગામની ગાયોની વ્હાર કરતાં, ગોદડકા જાતના કાઠીઓની સામે લડીને મરાયા હશે. મરીને નાગ સરજ્યા હશે. આજ એનું થાનક તલસાણા ગામમાં "તલસાણીઆ નાગ" નામે ઓળખાય છે. આ રાસડામાં તો એ ઘોઘાની બ્હેન રાસલબાનું ચિત્ર વધુ દીપી ઉઠે છે ગૃહિણીને રૂપે એણે પાણીનાં બેડાં ખેંચ્યાં, ભાઇને નવરાવ્યો. અને પછી ચંડી રૂપે ય બ્હેન ભાઈની સંગાથે યુધ્ધે ચડી. ભાઇ કહે, બ્હેન! તમે તો સ્ત્રી જાતિ. સંસારી બનીને સંતતિના લ્હાવા લેવા એ તમારો ધર્મ. માટે પાછાં વળો. બ્હેન કહેઃ ભાઇ! સંતતિ તો અસાર છે. આજ સંકટને સમય સંસારના લ્હાવા ન હોય. આજ તો ગામની રક્ષાર્થે તારી–એકલાની સહાયમાં મારે રણસાજ સજવાં શોભે.]

§

ઘોઘા! તારો વાડયમાં વાસ, તલસાણે ઘોઘા તારાં બેસણાં રે,
ઘોઘો ઉભો ગાંધીડાને હાટ, રાસલબા એની કંકોડી વોરે રે.

ઘોઘો પૂછે વળી વળી વાત, આવડી કંકોડી બેની ક્યાં વરે રે,
નાવણ કરશે ઘોઘો ચુવાણ, આવડી કંકોડી વીરા ત્યાં વરે રે.

ઘોઘો ઉભો સોવરીયાની પાળ, રાસલબા બેની પાણી ભરે રે,
ઘોઘો પૂછે વળી વળી વાત, આવડાં પાણી રે બે'ની કયાં વરે રે.

નાવણુ કરશે ઘોઘો ચુવાણ, બાર બાર બેડે રે ઘોઘો અંઘોળ કરે રે,
ઢાળ્યા ઢાળ્યા રૂપલા બાજોઠ, ફરતાં મેલ્યાં રે સોના સોગઠાં રે.

રમે રમે ઘોઘો ચુવાણ, ભેળાં રમે રાસલ બેનડી રે,
ચડી ચડી ઉગમણી વાર, આથમણા થાય રીડીયા રે.

વારે ચડજે ઘોઘા ચુવાણ, ભેળાં ચડે રાસલ બેનડી રે,
વળો વળો રાસલબા બેન, તમારે સોઇ છોરૂ વાછરૂ રે.

છોરૂ વાછરૂ સાર સંસાર, મારે માડીનો જાયો એકલો રે.

* છોકરાંઓ બોલે છે તે જોડકણું :

ઘોઘા ઘોઘા બાપ ચુવાણ,
રાસલબાઇના વીર ચુવાણ.
પે'રે પટોળાં ઓઢે ચીર,
ગોદડીઆને ગાળી લાગી;
જાય ફાદડીઓ નાડો.
ટોકરીનો ટમકાર, ઘુઘરીનો ઘમકાર;
આગલો ચોકીદાર, વાંસલો બંદુકદાર,
તેલ દે, ધૂપ દે, બાવાને બદામ દે;
તેરા બેટા જીતા રે.

અડી કડી સોનાની કડી,
બામણ બેઠો ડેલી પડી,
ડેલીમાં તો ડોલાડોલ,
માંહી વાગે છે જાંગી ઢોલ.
જાંગી ઢોલનાં આંકડા,
સો ઘોડા વાંકડા.
એક ઘોડો ઓછો,
પાઘડીઆળો પોચો.
પાઘડી ગઇ ઉડી,
ને ઘોડો ગયો બુડી.

૪૯

## કચરો મેર

[ બરડામાં ખાંભોદર ગામ છે. ત્યાંનો આ મેર ગામની સ્ત્રીઓને સાથે લઇ બીલેશ્વરને મેળે જતો હતો. રસ્તામાં લૂંટવા આવનારા મુસલમાનો સાથે પોતે એકલો ઝુઝીને પ્રાણ ગુમાવે છે. અને એવા ગ્રામ્ય વીરને માટે આખો લોક-સમુદાય શોકમાં ડૂબે છે. પનીઆરીઓને માથે ભર્યાં બેડાં ડોલવા લાગે છે. કુદરત પણ રડે છે. એવી વીર-પૂજા તે કાળે પ્રત્યેક ગામમાં જીવતી હતી. આવી ઢબના મરશીયા રાસડા કેટલાએક બીજા બ્હારવટીઆઓને નામે પણ જોડાયા છે. રચનાર તુરી લોકો હશે.]

§

બીલેસર તારાં બેસણાં કચરા, ખંભાળે તારો વાસ,
દાદલ અસરાણે મારી રે નાખ્યો, વાંસેથી લૂંટયો માલ
માણીંગર મારવો નૂતો, રાજેસર રાખવો હૂતો.

કાંધો પોઢાડયો પારણે કચરા, લૂખા શરમણના લાડ,
જેઠી ઇંડરણી ધ્રૂસકે રોવે, માર્યો કોડીલો કંથ
માણીંગર મારવા નૂતો, રાજેસર રાખવો હૂતો.

ઝાંખા કચરના ડાયરા કચરા, ઝાંખી કચરાની માય,
રાણી બેનીબા ધ્રૂસકે રોવે, માર્યો પસલીઆત વીર
માણીંગર મારવો નૂતો, રાજેસર રાખવો હૂતો.

ઝાંખી કચરાની ડેલીયું કચરા, ઝાંખી કચરાની માય,
ઝાંખાં ખાભોદરનાં ઝાડવાં કચરા, ઝાંખી બાવાની વાવ
માણીંગર મારવો નૂતો, રાજેસર રાખવો હૂતો.

હાટે ને હાટ વાણીઆં રૂવે ને સીવતાં રૂવે સઇ,
વણતાં વણતાં વાંઝા રૂવે ને ચોરે રૂવે ચારણ ભાટ
માણીંગર મારવો નૂતો, રાજેસર રાખવો હૂતો.

પાણી શેરે પાણીઆરીયું રૂવે ને બેડલાં લોડયું ખાય,
સારથીઆ તારા સીમાડે રૂવે ને ઝંતરી ઝોકાં ખાય
માણીંગર મારવો નૂતો, રાજેસર રાખવો હૂતો.

૫૦

## નારસંગજી

[ રાણપુરના એ દરબાર હતા. ગામનાં ઢોર લૂંટી જનાર ભીમોરાના કાઠીઓની પાછળ ચડયા હતા. અસલના વીરનરો યુદ્ધમાંથી ન ભાગતા. એને ફક્ત પોતાની જ આબરૂની નહિ, પણ ગામલોકની, અરે પોતાનાં ઘોડાંની ઇજ્જતની પણ ચિંતા હતી. અને લડાઇઓ તો એને મન ગ્હેકિયા જેવી હતી. રણક્ષેત્રમાં યે હોકા પીવાતા, કસુંબા ઘોળાતા, મીઠાઇની છાકમછોળો ઉડતી. મૃત્યુ એ રીતે મધુર લાગતું.]

§

ઓતરાદા બારના ઓરડા નારસંગજી,
પાછલી પરસાળે દરબાર તારો રે નારસંગજી.

કાળીઓ ભરવાડ ઠાકોર મોરખાયો આવ્યો જો,
રાણપરનો માલ ચોરે કાઢયો રે નારસંગજી.

ઉઠો રે પારંબા બેની, સારા કોયલા પાડો જો,
સારા કોયલા પાડી હોકા ભરો રે નારસંગજી.

ઉઠો રે દાદુભા દીકરા રોઝી ઘોડી છોડો જો,
ચોંપેથી માંડો સેમાન રે નારસંગજી.

દાવલસા પીર ઠાકોર સપનામાં આવ્યા જો,
હરમતે હથીઆર બાંધો રે નારસંગજી.

ત્યાંથી નારૂભા ઠાકોર રાતોરાત હાલ્યા જો,
જઇ રીયા ભીમોરા મોઝાર રે નારસંગજી.

ભીમોરાનો આડો કાઠી કડકાઇમાં બોલે જો,
ભુંડે મોઢે ભાગી તમે જાશો રે નારસંગજી.

હું રે ભાગું તો મારી બાદરડી લાજે જો,
લાજે મારૂં રાણપર રેણાક રે નારસંગજી.

હું રે ભાગું તો મારી રોઝી ઘોડી લાજે જો,
લાજે મારા રાણપરનાં લોક રે નારસંગજી.

હું રે ભાગું તો મારી અણીઆળી લાજે જો,
લાજે મારાં બૂબડીનાં લોક રે નારસંગજી.

સવા શેર અફીણના ઠાકોર કસુંબા ઘોળાવ્યા જો,
મીઠાશુંની ઉડે છાકમછોળ્યું રે નારસંગજી.

સવા મણ સૂતરની ઠાકોર મોરીયું મેળાવે જો,
મોરીએ બાંધીને માલ વાળ્યો રે નારસંગજી.

૫૧

## બાળા રંડાપા વીરા દોયલા

[ હારેલો દીયર ભોજાઇના અંગ પર હાથ ઉપાડી પોતાની દાઝ કાઢે અને દુભાયેલી બ્હેન ઉતાવળમાં પોતાના ભાઇને વ્હારે બોલાવે. પણ પોતાનું સૌભાગ્ય તો એને ધંધુકા, ધોળકા કે વીરમગામથી યે વધુ વ્હાલું થઇ પડે છે. સૌભાગ્યનાં સાટાંપાટાં સતી નારીને ન પાલવે. કોઇ રજવાડામાં બનેલી આ ઘટના છે. ]

§

ઢાળ્યા તે ઢાળ્યા રૂપલા બાજોઠ જોને,
સાવ રે સોનાનાં સોળે સોગઠાં.

દેર ભોજાઇ બે રમે છે જુગટડે જોને,
પાસા ચડયા છે પૂરા રંગમાં.
રમ્યા તે રમ્યા બાજીયું બે ચાર જોને,
કોણ રે જીત્યું ને કોણ હારીયું.

હાર્યો તે હાર્યો દેરીડો તરજાત જોને,
દેર હાર્યો ને ભોજાઇ જીતીયાં.

દેરીડાને ચટકે ચડી રીસ જોને,
દેરે ઉઠી લોજાયુંને મારીયાં.

મારી તે મારી અવળા સવળી ઠોંઠ જોને,
એક તે મારી ડાબા પગની મોજડી.

ઉડયે પંખી મારો સંદેશો લઇ જાજે જોને,
જઇને કે'જે વીરાના દેશમાં.

માના જાયા આવજે રાતોરાત જોને,
સો સો ઘોડે વીરો મારો સાબદો.

સહુનાં ઘોડાં સડકે ચાલ્યાં જાય જોને,
આડખે ચાલે વીરાની રોઝડી.

સહુનાં ઘોડાં ખડ ખાતાં જાય જોને
ભૂખી હાલે વીરાની રોઝડી.

સહુનાં ઘોડાં પાણી પીતાં જાય જોને,
તરસી હાલે વીરાની રોઝડી.

સહુનાં ઘોડાં ખાણુ ખાતાં જાય જોને,
ભૂખી હાલે વીરાની રોઝડી.

સહુ તે ઉતર્યા વાડીના વડ હેઠ જોને;
વીરો ઉતર્યો રે ગઢને કાંગરે.

કો' તો બેનીબા કાંગરીયો ગઢ પાડું જોને,
કો' તો બેની રાઠોડુંને મારીએ.

બાળા રંડાપા વીરા દોયલા.
રંડાપામાં આલું વીરમગામ જોને,
આલું ધંધુકું આલું ધોળકું.

વીરમગામમાં મેલ્યને વીરા આગ જોને,
બાળું ધંધુકું બાળું ધોળકું.

૫૨

## મોરબીની વાણીયાણ

[ એવો યે વખત હતો, જ્યારે વાણીઆ જેવી પોચી જાત અને તેમાં યે એક અબળા, પોતાના ઉપર કુદ્રષ્ટિ કરનાર રાજાને પણ કાળજે કારી ઘા પડે તેવો માર્મિક જવાબ આપીને ભોંઠો પાડતી. જીવાજી ઠાકોરે રોજ રોજ લાલચો દીધી. વાણીયાણીએ ખામોશ પકડી. પણ આખરે તો એણે રાજાની રાણીઓની રાજ્યની અને મસ્તકની જ હરરાજી બોલાવી. ત્યારથી ઠાકોર સાહેબ ઘોડાં પાવા જવાનું ભૂલી ગયા. ]

§

કુવા કાંઠે ઠીંકરી કાંઇ ઘસી ઉજળી થાય,
મોરબીની વાણીયાણ મહુ પાણી જાય;
આગળ રે જીવોજી ઠાકોર,
વાંસે રે મોરબીનો રાજા,
ઘોડાં પાવા જાય.

કયેં રે વાણીયાણી તારા બેડલાનાં મૂલ;
જાવા દ્યો જીવાજી ઠાકોર,
જાવા દ્યો મોરબીના રાજા,
નથી કરવાં મૂલ;
મારા બેડલામાં તારા હાથીડા બે ડુલ—મોરબી૦

કયેં રે વાણીયાણી તારી ઇંઢોણીનાં મૂલ,
જાવા દ્યો જીવાજી ઠાકોર,
જાવા દ્યો મોરબીના રાજા,
નથી કરવાં મૂલ;
મારી ઇંઢોણીમાં તારાં ઘોડલાં બે ડુલ—મોરબી૦

કયેં રે વાણીયાણી તારા વાટકાનાં મૂલ;
જાવા દ્યો જીવાજી ઠાકોર,
જાવા દ્યો મોરબીના રાજા,
નથી કરવાં મૂલ;
મારા રે વાટકામાં તારૂં રાજ થાશે ડુલ—મોરબી.

કર્યે રે વાણીઆણી તારી પાનીયુંનાં મૂલ,
જાવા દ્યો જીવાજી ઠાકોર,
જાવા દ્યો મોરબીના રાજા,
નથી કરવાં મૂલ;
મારી પાનીયુંમાં તારી રાણીયું બે ડુલ—મોરબી૦

કર્યે રે વાણીઆણી તારા અંબોડાનાં મૂલ,
જાવા દ્યો જીવાજી ઠાકોર,
જાવા દ્યો મોરબીના રાજા,
નથી કરવાં મૂલ;
મારા અંબોડામાં તારૂં માથું થાશે ડુલ—મોરબી૦

૫૩

## સોનલ ગરાસણી

[હિન્દુ સ્ત્રીઓનાં, મુસલમાનોએ કરેલાં અપહરણોની કથાઓ આપણા લોક-સાહિત્યમાં યે મળી આવે છે નીચેનાં ત્રણે ગીતોમાં એ એકનું એક તત્વ નોખ નોખે સ્વરૂપે ગુંથાયું છે. સોનલ ગરાસણીને છોડાવવામાં જ્યારે બધાં સ્વાર્થી સાટાંપાટાં એળે ગયાં, ત્યારે એના પતિએ આવીને શત્રુઓ સાથે સમશેરનો મુકાબલો કર્યો, પોતાનું લીલું માથું વાઢી દીધું, અને પલકમાં સોનલ છૂટી થઇ. એ વીરોની રીત. બીજા રાસડાની ઘટના નામરદાઇના કલ્પાંતથી જ સમાપ્ત થાય છે. અને ત્રીજામાં તો હિન્દુ નારીને હોંશે હોંશે વટલવાનું ચટકું લાગી જાય છે.]

§

સોનલ રમતી રે ગઢડાને ગોખે જો,
ગઢડાને ગોખે જો,
રમતાં ઝલાણી સોનલ ગરાસણી.

આડા આવ્યો રે સોનલ દાદાનો દેશ જો,
દાદાનો દેશ જો,
સોનલે જાણ્યું જે દાદો છોડશે.

દાદે દીધાં રે સોનલ ઘોળુડાં ધણ જો,
ઘોળુડાં ધણ જો,
તોય ન છુટી સોનલ ગરાસણી.

આડો આવ્યો રે સોનલ કાકાનો દેશ જો,
કાકાનો દેશ જો,
સોનલે જાણ્યું જે કાકો છોડશે.

કાકે દીધાં રે સોનલ કાળુડાં ખાડુ જો,
કાળુડાં ખાડુ જો,
તો ય ન છુટી સોનલ ગરાસણી.

આડો આવ્યો રે સોનલ વીરાનો દેશ જો,
વીરાનો દેશ જો,
સોનલે જાણ્યું જે વીરો છોડશે.

વીરે દીધાં રે સોનલ ધમળાં વછેરાં જો,
ધમળાં વછેરાં જો,
તો ય ન છુટી સોનલ ગરાસણી.

આડો આવ્યો રે, સોનલ મામાનો દેશ જો,
મામાનો દેશ જો,
સોનલે જાણ્યું જે મામો છોડશે.

મામે દીધાં રે, સોનલ વેલ્યું ને માફા જો,
વેલ્યું ને માફા જો,
તો ય ન છુટી સોનલ ગરાસણી.

આડો આવ્યો રે, સોનલ સ્વામીનો દેશ જો,
સ્વામીનો દેશ જો,
સોનલે જાણ્યું જે સ્વામી છોડશે.

સ્વામીએ દીધી રે, એના માથા કેરી મોળ્યું જો
માથા કેરી મોળ્યું જો,
ધબકે છૂટી સોનલ ગરાસણી.

૫૪

## સોનાં લોડણી

પાણી પીધાં દરીઆ માયલી વેળ્યનાં,
અંગડી પે'રી રે મુસલમાનની.

આઠ કુવા ને નવ પાવઠાં,
પાણી ભરે છે અઢારે આલમ રે
એક ભરે છે સોનાં લોડણી.

ઝાલ્યા બ્રામણ ને ઝાલ્યા વાણીયા,
ઝાલ્યા છે કાંઇ અઢારે આલમ રે
એક ઝાલી છે સોનાં લોડણી.

છોડયા બ્રામણ ને છોડયા વાણીયા,
છોડયા છે કાંઇ અઢારે આલમ રે
એક ન છોડી સોનાં લોડણી.

સોનાનો દાદો કાગળ મોકલે,
સોનલ મારૂં સાવ સોનાનું ટીડ રે
કાલ્ય છોડાવું સોનાં લોડણી.

હવે છોડાવી દાદા શું કરો,
પાણી પીધાં દરીઆ માયલી વેળ્યનાં
ખીચડી ખાધી રે મુસલમાનની.

સોનાની માડી કાગળ મોકલે,
સોનલ મારૂં ઘરડાનું રૂપ રે
કાલ્ય છોડાવું સોનાં લોડણી.

હવે છોડાવી માડી શું કરો,
પાણી પીધાં દરીઆ માયલી વેળ્યનાં
ચોખા ખાધા રે મુસલમાનના.

સોનાનો વીરો કાગળ મોકલે,
સોનલ મારૂં સાવ સોનાનું ટીડ રે
કાલ્ય છોડાવું સોનાં લોડણી.

હવે છોડાવી વીરા શું કરો,
પાણી પીધાં દરીઆ માયલી વેળ્યનાં
ઇજાર પેરી રે મુસલમાનની.

સોનાની ભોજાઇ કાગળ મોકલે,
સોનલ મારા હૈયા કેરો હાર રે
કાલ્ય છોડાવું સોનાં લોડણી.

હવે છોડાવી ભોજાઇ શું કરો,
પાણી પીધાં દરીઆ માયલી વેળ્યનાં
બૂલાખ પેરી રે મુસલમાનની.

૫૫

# મુસલમાન બન જાઉંગી

હીંદવાણી મુસલમાન બન જાઉંગી
દહીંવાળી મુસલમાન બન જાઉંગી
ભરવાડી મુસલમાન બન જાઉંગી—ભરવાડી૦

પાડુંગી દેવળ, ચણાવુંગી મસીદ,
નબીકે કલમે પર હો જાઉં નજીદ
હીંદવાણી મુસલમાન બન જાઉંગી—ભરવાડી૦

હિંદુકે ખાણેમેં કાયકા સવાદ,
કોકમકી કઢી, મહીં હીંગકા વઘાર
હીંદવાણી મુસલમાન બન જાઉંગી—ભરવાડી૦

મુસલમાનકે ખાણેમેં કાયકા સવાદ,
ઝીણાબી ચાવલમેં ઘીકા વઘાર
હીંદવાણી મુસલમાન બન જાઉંગી—ભરવાડી૦

હિન્દુકે મરનેમેં કાયકા સવાદ
તૂટમૂટ ખાટલીમેં ગાભેકા ઠાઠ
હીંદવાણી મુસલમાન બન જાઉંગી—ભરવાડી૦

મુસલમાનકે મરનેમેં કાયકા સવાદ,
ઢોલીઆ પલંગ, ઉપર પુલુંકી બાસ
હીંદવાણી મુસલમાન બન જાઉંગી—ભરવાડી૦

૫૬

## મઢ્યમ બેનને કાપડું.

[ ગોરા સાહેબો પાસેથી લાભ મેળવવો હોય તો તેને સીધી રૂશ્વત ન અપાય, પણ એની સ્ત્રીને બ્હેન કહીને કાપડા રૂપે રૂપીઆ અથવા બંગડી ભેટ કરાય; એવી માન્યતાએ લોક-કલ્પના ઉપર બળવાન અસર કરી, એટલે માવલાને મામલો આ રમતીઆળ રાગના માર્મિક ગીતમાં વાબડતોબ ઉતરી ગયો. માવલો અમદાવાદમાં કોઇ સરકારી કચેરીએ નોકર હશે. ચોરી કરીને નાઠો. પકડાયો. સજા થઇ. પણ મડમ સાહેબે સજા રદ કરાવી. ]

§

સાભર નદીયું આવી
માવલા, સાભર નદીયું આવી;
ટોપીવાળાની છડીદાર સાભર નદીયું આવી.

ઘોડીને ધૂબકો માર્યો
માવલે ઘોડીને ધૂબકો માર્યો;
ટોપીવાળાના છડીદાર ઘોડીને ધૂબકો માર્યો.

ડેરામાં દાંતીઓ ભૂલ્યો.
માવલા, ડેરામાં દાંતીઓ ભૂલ્યો;
ટોપીવાળાના છડીદાર ડેરામાં દાંતીઓ ભૂલ્યો.

અમદાવાદ લઈ હાલ્યા
માવલાને અમદાવાદ લઇ હાલ્યા;
ટોપીવાળાના છડીદાર અમદાવાદ લઇ હાલ્યા.

જમાની લેવા માંડી
માવલાની જમાની લેવા માંડી;
ટોપીવાળાના છડીદાર જમાની લેવા માંડી.

કેટલું પાણી હતું
માવલા, કેટલું પાણી હતું;
ટોપીવાળાના છડીદાર        કેટલું પાણી હતું.

પાણીનો નાવ્યો પાર રે
સરકાર, પાણીનો નાવ્યો પાર;
અંગરેચી સરકાર        પાણીનો નાવ્યો પાર.

હાથે કડીયું જડી
માવલાને હાથે કડીયું જડી;
અંગરેચી સરકાર        હાથે કડીયું જડી.

મઢયમ બેન કહી બોલ્યો
માવલો મઢયમ બેન કહી બોલ્યો;
ટોપીવાળાના છડીદાર        મઢયમ બેન કહી બોલ્યો.

પચીનું કાપડું લીધું
માવલાએ પચીનું કાપડું લીધું;
ટોપીવાળાના છડીદારે        પચીનું કાપડું લીધું.

માવલાને કેદયું નો'યે
સરકાર માવલાને કેદયું નો'ય;
અંગરેચી સરકાર        માવલાને કેદયું નો'ય.

માવલાને છોડી મેલ્યો
સરકાર, માવલાને છોડી મેલ્યો;
અંગરેચી સરકાર        માવલાને છોડી મેલ્યો.

૫૭

# એમદ મીસ્ત્રી

[ એક તરફથી મૂડીદાર બનેલા મીસ્ત્રીના વૈભવ, ને બીજી બાજુ જીવરાજીઆ મજૂરની દરિદ્રતા : એ બન્નેનાં બયાન આપીને કોઈ મજૂર કવિએ આ ગીતમાં કરુણારસ પૂર્યો છે. મૂડીવાદના ત્રાસ ગાયા છે. અને તે સાથે જ પોતાના અન્નદાતા એમદની જીંદગીની મધુર ચિન્તા પણ બતાવીને મજૂરોનું કૃતજ્ઞ હૃદય ખુલ્લું મૂક્યું છે. ટાપલા સારતાં સારતાં મજૂરો ટોકતાં જ હોય છે, અને તેમાંથી સ્હેલાઇએ આવાં સ્વયંભૂ પદો સરી પડે છે. ]

§

વાવડી ખોદાય રે એમદ, વાવડી ખોદાય રે,
વાવડીનાં પાણી લાગે ભાંભળાં એમદીઆ

પાણા ખાણ્યના પથર એમદ, પાણા ખાણ્યના પથરા,
પાણા ખાણ્યના પથરા થોડા લાવજે એમદીઆ.

જીવરાજીઓ દાડીયો એમદ, જીવરાજીઓ દાડીયો,
જીવરાજીઓ દાડીયો દખી કર મા એમદીઆ.

આંધળાં માબાપ છે એમદ, આંધળાં માબાપ છે,
આંધળાં માબાપની મેર્યું લાવજે એમદીઆ.

નાનેરી બેન છે એમદ, નાનેરી બેન છે,
નાનેરી બેનની મેર્યું લાવજે એમદીઆ.

પાસાબંધી કેડીયું એમદ, પાસાબંધી કેડીયું,
બારે બખીયા ને છોય મોરલા એમદીઆ.

ખીનખાબની ચોરણી એમદ, ખીનખાબની ચોરણી,
પાનીએ ઢળકતાં તારાં ફુમકાં એમદીઆ.

મધરાસી બાંધ્ય મા એમદ, મધરાસી બાંધ્ય મા,
મધરાસી બાંધી લોગાં મેલ્ય મા એમદીઆ.

વડલે ચડીશ મા એમદ, વડલે ચડીશ મા,
વડની વડવાયું તારી વેરણ્યું એમદીઆ.

છેવાડો સુઇશ મા એમદ, છેવાડો સુઇશ મા,
માથે ચુંવાળીઆનાં વેર છે એમદીઆ.

## ૫૮
## ફુલવાડીમાં દીપડો

ફુલવાડીમાં દીપડો નજુ બાગવાડીમાં દીપડો,
ચાલોને દીપડો જોવા જાઇએ રજપૂતડા.

તારી માતા તને વારતી નજુ, તારી માતા તને વારતી.
વેરવીના સંગડા છોડી મેલ્ય રે રજપૂતડા.

ઘરડાં માબાપ છે નજુ, ઘરડાં માબાપ છે,
ઘરડાં માબાપની દયા લાવજે રજપૂતડા.

એકલીઓ વીર છે નજુ, એકલીઓ વીર છે,
એકલીઆ વીરની દયા લાવજે રજપૂતડા.

પરદેશણ બેન છે નજુ, પરદેશણ બેન છે,
પરદેશણ બેનની દયા લાવજે રજપૂતડા.

નાની તારી નાર્ય છે નજુ, નાની તારી નાર્ય છે,
નાનીના જનમારા કેમ જાશે રજપૂતડા.

ઉગમણા ઓરડા નજુ, ઉગમણા ઓરડા,
આથમણા ખંડના તારા જડદા રજપૂતડા.

બારસે બંદૂક છે નજુ, બારસે બંદૂક છે,
તેરસે તરવારનો દીપડો આવ્યો રજપૂતડા.

૫૯

# નગર સાસરે

[ ભાવનગર રાજ—કુટુંબનાં કુમારી બાકુંવરબાને જામનગર પરણાવ્યાં હતાં. કરીયાવર લઈને સાસરે જતાં વાર જ વિષ-પ્રયોગથી એમનું મૃત્યુ થયાનું કહેવાય છે. ભાવનગરની કોઈ ખવાસણે રચેલો આ એ ઘટનાનો રાસડો છે. ]

§

નગરથી બાનાં નાળીએર આવીયાં,
આવ્યાં છે કાંઈ ભાવેણા દરબાર રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે જોશીડા તેડાવીઆ,
જોજો મારે બાકુંવરના જોશ રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે સોનીડા તેડાવીઆ,
ઘડચે ઘડચે બાકુંવરની ઝાલ રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

સુરતથી હીરલા મંગાવીઆ,
જડચે જડચે બાકુંવરની ઝાલ રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે સુતારી તેડાવીઆ,
ઘડચે ઘડચે બાકુંવરની વેલ્ય રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે લુવારી તેડાવીઆ,
ઘડચે ઘડચે બાકુંવરના દીવડા રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે રંગારી તેડાવીઆ,
રંગ્યે રંગ્યે બાકુંવરના દીવડા હાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે દોશીડા તેડાવીઆ,
વોર્યાં છે કાંઈ બાકુંવરનાં ચીર રે હાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે મણીઆરા તેડાવીઆ,
સારો લાવ્યે બાકુંવરનો ચુડલો હાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે કસુંબી તેડાવીઆ,
સારી રંગ્યે બાકુંવરની ચુંદડી હાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

હાલારથી હાથીડા મગાવીઆ,
દીધા છે કાંઈ બાકુંવરની સાથ રે હાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

સાત સાત આપી રે બાને વેલડી,
ઉપર આપ્યા ઈંડાવાળા રથ રે હાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

સાત સાત ઓસરીએ આણાં પાથર્યાં,
જોવા મળ્યું ભાયેણાનું લોક રે હાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

કાકા બાપુ તે આવ્યા મળવા,
કે'જો બા કાંઇ કરીઆવરની ખોટ રે હાજીરાજની કુંવર
બાને જાવાં તે નગર સાસરે.

ઘણી ખમ્મા કાકા બાપુ તમને,
આજને સમે મારા બાપુ હોય રે દાજીરાજની કુંવર
બાને જાવાં તે નગર સાસરે.

માથું ઓળીને લીધાં મીઠડાં,
કે'જો બા કાંઈ કરીઆવરની ખોટ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

માને મળીને રોયાં ધ્રૂસકે,
નથી મારે માડીજાયો વીર રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

રૂપસંગ દેવીસંગ બાના કાકલા,
ઈ તમારે માડીજાયા વીર રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

ડેલીએથી બાનો સાસરો જોઈ રહ્યા,
ક્યારે આવે ભાવેણાનાં તેજ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

ઓરડેથી બાની સાસુ જોઈ રીયાં,
ક્યારે આવે ભાવેણાનાં રાજ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

મેડીએથી બાનો સાયબો જોઈ રહ્યા,
ક્યારે આવે ભાવેણાનાં રૂપ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

ગોખેથી બાની શોકયુ જોઈ રહી,
ક્યાંથી આવ્યું ભાવેણાનું સાલ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

સાતે શોકયું તે આવી મળવા,
આંખ્યાં છે કાંઇ રૂઢિયાની સાથ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

સાતે શોકયુંની આપેલ ચુંદડી,
ઓઢાડી ને કાળી પાડી ચીસ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

અગર ચંદણનાં વાઢયાં લાકડાં,
તુળશીનો નવ રાખ્યો કાંઇ પાર રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

સોનલા વરણી તે બાની ચે' બળે,
રૂપલા વરણો ઉડે છે કાંઇ ધુંસ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

હાથી ઝૂરે રે બાના ચોકમાં,
ઘોડા ઝૂરે ઘોડાની ઘોડહાર રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

સાચા મોતીની બાની મોજડી,
જઇ વીંખાણી જામનગર દરબાર રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

૬૦

## દાદુભા

( ભાવનગરના યશસ્વી મહારાજા વજેસંગજીના એ પુત્ર હતા. શીહોરમાં જ રહેતા. ત્યાંથી ભાવનગર દરીઆનું પૂજન કરવા જતાં સાવકી માતા નાનલબાના વિષ-પ્રયોગથી એના પ્રાણ ગયાનું કહેવાય છે. બહારવટીઆએ જ રચેલો આ રાસડો છે. )

§

સાવ રે સોનાનાં સોળ સોગઠાં,
રે રંગે રૂપાની ચોપાટ રે.

બેરૂ ભડીને બેઠા રમવા,
રે રમ્યા બાજીયું બે ચાર રે.

લખી કાગળ વજેશંગ મોકલે,
રે દાદુભા દરીઓ પૂજવા આવો રે.

સો રે ઘોડે ને હજાર હાથીએ,
રે દાદુભા દરીઓ પૂજવા જાય રે.

ઓરડે ઉભાં માતાજી બોલીયાં,
રાખો આપડા રાજવડાની રીત રે.

સોપારી મેલીને દરીઓ પૂજજો,
એ છે આપડાં રાજવડાંની રીત રે.

કેડે કટારાં ભાઇને વાંકડાં,
રે ભાઇને મઢેલી તરવાર રે

માથડે મેવાડાં ભાઇને મોળીઆં,
રે ભાઇને ખંભે ખાંતીલો ખેસ રે.

બાંયે બાજુબંધ ભાઇને બેરખા,
રે ભાઇને દસે આંગળીએ વેઢ રે.

પગે રાઠોડી ભાઇને મોજડી,
રે ભાઈની ચટકતી છે ચાલ્ય રે.

રોઝી ઘોડી ને પીળો ચાબખો,
રે દાદુભા પાતળીઓ અસવાર રે.

લીલું નાળીએર ને પીળો કળશીયો,
રે દાદુભા દરીઓ પુજવા જાય રે.

ઢોલ નગારાં વાગે શોભતાં,
રે એને લોક ભરે સલામ રે

ત્યાંથી દાદુએ ઘોડી ખેલવી,
રે આવ્યો દરીઆ મોઝાર રે.

સોપારી મેલીને દરીઓ પૂજીઓ,
રે રાખી રાજવડાની રીત રે.

દરીઓ પુજીને પાછા વળીયા,
રે આવ્યા નાનલબાને મો'લ રે.

થાળ ભર્યો રે શગ મોતીએ,
રે ઉપર સરીફળ બે ચાર રે.

પે'લાં વધાવ્યા કમળ ફુલડે,
રે પછી અડદ કેરે દાણે રે.

કળશામાં કામણુ કીધલાં,
રે ગોઝારણુ નાનલબાનાં કામ રે.

ત્યાંથી દાદુનાં માથાં દુખીઆં,
રે દાદુનાં મોઢડાં કાળાં મશ રે.

ઉઠો રજપૂતો ઉઠો હલ કરો,
રે જાવું માતાજી દરબાર રે.

ઢોલ નગારાં વાગે ઝૂકાકે,
રે એને લોક ભરે સલામ રે.

મૂઠી મરડીને લીધાં મીઠડાં,
રે એનાં મોઢડાં કાળાં મશ રે.

માતા મુળુલબાએ પૂછીયું,
રે દાદુ કાં મોઢડાં કાળાં મશ રે.

મારા સાવઝને કોણે સાંકળ્યો,
રે દાદુનાં મોઢડાં કાળાં મશ રે.

ઘોડયે જીવણીઆ ઢાળ્યે ઢોલીઆ,
રે સાચા મશરૂની તળાઇ રે.

અટલસુંનાં રે ઓશીકડાં,
રે સાચા ભેરવના ઓછાડ રે.

ચૈતર વૈશાખના તડકા દોયલા,
રે અમારાં માથડાં ફાટી જાય રે.

ઘોડયે જીવણીઆ છોડયે રોઝડી,
નગરના વૈદડા તેડાવ્યા રે.

નાડયું જોઇને વૈદું બોલીયા,
રે આમાં કેતું ય નથી કામ રે.

મારા દાદુને કેણે હાકલ્યો,
રે કેણે ખીલી લીધી જીભ રે.

બોલ્યે દાદલભા બોલ્યે દીકરા,
આપણે કરીએ દલની વાત રે.

તેડાં આવ્યાં માડી શ્રીરામનાં,
વાતું કરશું આવ્યે અવતાર રે.

પાછલે પરોઢીએ પરાણ છાંડીયા,
રે દાદુનો કાળો થીયો કકળાટ રે.

સોનલા સરખી દાદાની રહે બળે,
રે રૂપલો ઉડે ભાઇનો ધુંસ રે.

રાણીયું રૂવે રે રંગ મોલમાં,
દાસીયું ડેલીને દરબાર રે.

૬૧

## દાજી વઢવાણના રાજા !

[વઢવાણના સ્વ. રાજવી દાજીરાજ પણ વિષ-પ્રયોગથી મર્યા કહેવાય છે.]

ઇ રે બેસણ દાજીરાજ ને કરે,
ઇ માચીમાં ભરીયેલાં છે ઝેર દાજી વઢવાણના રાજા
તેડાં આવ્યાં તારે શ્રી રામનાં.

ઇ રે દાતણ દાજીરાજ ને કરે,
ઇ ઝારીમાં ભરીયેલાં છે ઝેર દાજી વઢવાણના રાજા—તેડાં૦

ઇ રે નાવણ દાજીરાજ ને કરે,
ઇ કુંડીમાં ભરીયેલાં છે ઝેર દાજી વઢવાણના રાજા—તેડાં૦

ઇ રે ભોજન દાજીરાજ ને કરે,
ઇ થાળીમાં ભરીયેલાં છે ઝેર દાજી વઢવાણના રાજા—તેડાં૦

ઇ રે પોઢણ દાજીરાજ ને કરે,
ઇ સેજુંમાં ભરીયેલાં છે ઝેર દાજી વઢવાણના રાજા—તેડાં૦

# ૪

# રમકડાં

ગંભીર, અર્થભરપૂર રાસડાઓની સૃષ્ટિમાંથી આપણે આ રમકડાંના પ્રદેશમાં દાખલ થઇએ છીએ. રાસડા લેનારી મંડળી જ્યારે મસ્તીએ ચડે ત્યારે ભાત ભાતની નૃત્ય-લીલા કરવા તલસતાં એનાં ઉન્મત્ત અંગોને તાલ અને ઢાળની આ વિધ વિધ રમતો રમવી ગમે છે. રાસડે રાસડે જાણે કે નવી રમતોનો નશો ચડે છે. હાથ પગનાં ડોલનોમાં કોણ જાણે કેટલા યે તાલ સંતાકુકડી રમે છે.

આ રમકડાંની અંદર પંખીના કિલકિલાટ કે પતંગીઆંની પાંખોના રંગબેરંગી ફરફરાટો જેવી મનોહર, તાલ સ્વરોની કુદાકુદ છે. અર્થનાં ઉંડાણ શોધ કોઇમાં કદાચ નહિ યે હોય. બસ ફક્ત એકેક ઉમળકામાંથી આ પ્રત્યેક રાસ ફુટયો લાગે છે. સ્નેહનો, હર્ષનો કે રોષનો એકજ ઉમળકો શરૂઆતની એક બે રસતરબોળ પંક્તિઓમાં ઉછળી પડે છે. અને પછી તો એને વ્હેતો રાખવા માટે અમુક ચોકસ જ શબ્દોની ધારા ચાલુ થાય છે. પતંગને ચગાવવા જેમ દોર છુટો મુકાય તેમ આ એક એક ઉમળકાને અગર કલ્પનાને જમાવવા માટે દાતણ, નાવણ ભોજન, પોઢણ ઇત્યાદ ક્રિયાઓ વર્ણવાય છે. અગર અંગ પરનાં એક પછી એક વસ્ત્રાભૂષણોની હોંશો ને અકાંક્ષાઓ જોડી દેવાય છે.

પરંતુ તેમ છતાં એ બધાં કેવળ જોડકણાં તો નથી જ. પક્ષીઓના કિલકિલાટમાં કે મોજાંઓના કલકલ નાદમાં યે અર્થ તો છે તેમ

આમાં યે છે. દાતણ, નાવણ, ભોજન વગેરેની અમર કાંબીયું-કડલાં, ઝરમર-તુળસી, ગુજરી-ચુડલી કે ટીલડી-નથડી વગેરેની આ રાસોમાં રચાયલી ગોઠવણો કાંઇ ઘરના ઓરડાનાં ખુરશી ટેબલ જેવી કૃત્રિમ ગોઠવણો નથી. માત્ર શબ્દોની એ ગોઠવણો નથી. પણ ઉમળકાઓ ઝીલવાનાં એ સજીવન અને ભાવભરપૂર અંગો છે. વ્હાલાં સ્વજન કે વિરલા મહેમાનને સત્કારવાનો ઉમળકો અંતરમાં આવવાની સાથો-સાથ જ એ સત્કારનાર હૃદયને પ્રિયજન અતિથિની આખા દિવસની આતિથ્ય-વિધિ યાદ આવી જાય છે. તેમ જ સુંદરીઓ પોતાના વલ્લભો પ્રત્યે જ્યારે અમુક ઉમળકો અનુભવે છે, ત્યારે એને એના સૌભાગ્યના શણગારો વિષે-નાનાં મોટાં બધાં વસ્ત્રાભૂષણો વિષે અંતરમાં ગલ-ગલીઆં થાય છે. હુલ્લાસ, આકાંક્ષા કે પ્રીતિના ઉભરા કાઢવા માટે આથી વધુ સ્વાભાવિક અન્ય કઇ વાતો હોય ! મોરલીના એકધારા સૂર પર જેમ નાગની ફેણ ડોલી ઉઠે છે, તેમ નારી-હૃદયની પ્રત્યેક મધુર કલ્પના કે ઉર્મિ આંહી રાસડાના એકધારા તાલ પર હીલોળા લે છે. અસલની સુંદરીઓએ સ્વરોને તથા શબ્દોને કેટલી મમતાથી લાડ લડાવ્યા અને રમાડયા છે તે ભાન આ રાસડાઓ કરાવી આપે છે.

અસલી અલંકારોની થોડી સમજાવટ જરૂરની લાગે છે :—

| | |
|---|---|
| કડલાં ને કાંબીઓ | : પગમાં પહેરવાનાં. |
| ચુડલી ને ગુજરી | : હાથમાં ,, |
| ઝરમર ને તુળસી | : ડોકે ,, |
| ઠોળીઆં ને વેળીઆં | : કાનમાં ,, |
| નથડી | : નાકમાં ,, |
| ટીલડી | : લલાટે ચોડવાની. |

પછી તો જેટલા શણગારો સાંભરે તેટલી વાર રાસડો ચાલ્યા કરે.

## ૬૨
## મારી સાહેલીનું બેડલું

[આ ગરબા લેનારીઓને પોતાના ગામની સમાજ-રચનાનું કેટલું તીવ્ર ભાન હતું તે આ-ઉઘડતા રાસમાંથી જોવાય છે. પોતાનો એક ગરબો તૈયાર કરવા માટે એ ગામના બધા કારીગર 'વીરા'ઓને બોલાવે છે. આ રીતે સુતારથી માંડી ગામના સમસ્ત કારીગર સમાજને હાથે તૈયાર થતાં એ માંડવી અને એ ગરબો તો પરસ્પર સંકળાયલા આખા સમાજ-જીવનની સૂચક મૂર્તિ-Symbol of rural Communal life-જેવાં હતાં. અને આખરે એ ગરબે રમવા ગામની સ્ત્રીઓને સાદ કરે છે, તેમાંય વહુવારુઓ ને દીકરીઓ જેવા સ્પષ્ટ ભેદ પાડે છે. વહુઓથી ગરબો ગવરાવાય નહિ. એકલાં સ્વર કાઢતાં મલાજો તૂટે. માટે એ તો ઝીલે. અને ગવરાવે તો દીકરીઓ.]

• §

છલકાતું આવે બેડલું,
મલપતી આવે નાર રે મારી સાહેલીનું બેડલું-
છલકાતું૦

મારા ગામના સૂતારી રે વીરા તમને વીનવું,
મારી માંડવડી ઘડી લાવો રે મારી સાહેલીનું બેડલું-
છલકાતું૦

મારા ગામના લુવારી રે વીરા તમને વીનવું,
મારી માંડવડી મઢી લાવો રે મારી સાહેલીનું બેડલું-
છલકાતું૦

મારા ગામના રંગારી રે વીરા તમને વીનવું,
મારી માંડવડી રંગી લાવો રે મારી સાહેલીનું બેડલું-
છલકાતું૦

મારા ગામના કુંભારી રે વીરા તમને વીનવું,
મારે ગરબે કોડીયાં મેલાવો રે મારી સાહેલીનું બેડલું-
છલકાતું૦

મારા ગામના પીંજારી રે વીરા તમને વીનવું,
મારે ગરબે દીવેટ્યું મેલાવો રે મારી સાહેલીનું બેડલું—
છલકાતું૦

મારા ગામના ઘાંચીડા રે વીરા તમને વીનવું,
મારે ગરબે દીવેલ પૂરાવો રે મારી સાહેલીનું બેડલું—
છલકાતું૦

મારા ગામના મોતીઆરા રે વીરા તમને વીનવું,
મારો ગરબો ભલેરો શણગારો રે મારી સાહેલીનું બેડલું—
છલકાતું૦

મારા ગામની વહુવારૂ રે ભાભી તમને વીનવું,
મારો ગરબો ભલેરો રમાડો રે મારી સાહેલીનું બેડલું—
છલકાતું૦

મારા ગામની દીકરીઓ રે બેની તમને વીનવું,
મારો ગરબો ભલેરો ગવરાવો રે મારી સાહેલીનું બેડલું—
છલકાતું૦

*ગુજરાતની ઠકરાણીઓ આ પ્રમાણે ગાય છે :
" ઝલકાતું આવે બેડલું,
" મલકાતી આવે નાર રે મારી લાલ રંગીલીનું બેડલું."

૬૩

## છુટી મોજડી

[ મોરબીની વાણીઆણ અને જીવાજી ઠાકોરની ઘટનાને મળતો જ આ મોચણ અને કોઇ આલા ખાચર નામના કામભ્રષ્ટ કાઠી દરબાર વચ્ચે બનેલો પ્રસંગ છે. ]

પાણી ગ્યા'તાં ઝીલણીઆં તળાવ રે,
ઓડા બાંધ્યા રે આલે ખાચરે.

કે' તો મોચણ કાંબીયું ઘડાવું રે,
કે' તો રાખું રે રંગ મો'લમાં.

કાંબીયું તારી રાણીયુંને ઘડાવ્ય રે,
મોચી મારશે રે છુટી મોજડી–પાણી૦

કે' તો મોચણ કડલાં ઘડાવું રે,
કે' તો રાખું રે રંગ મો'લમાં.

કડલાં તારી રાણીયુંને ઘડાવ્ય રે,
મોચી મારશે રે છુટી મોજડી–પાણી૦

કે' તો મોચણ ચુડલીયું ઘડાવું રે,
કે' તો રાખું રે રંગ મો'લમાં.

ચુડલી તારી રાણીયુંને ઘડાવ્ય રે,
મોચી મારશે રે છુટી મોજડી–પાણી૦

* ઇત્યાદિ અલંકારોનાં નામ દઇને ગવાય છે.
આ રાસડાને જસદણના ચારિત્ર્યશીલ દરબાર સ્વ. આલા ખાચરની સાથે કશોયે સંબંધ નથી

## ૬૪
## ગરબે રમવા આવો

રાધાજીનાં ઉંચાં મંદિર નીચા મોલ, ઝરૂખે દીવા બળે રે લોલ.
રાધા રાણી ગરબે રમવા આવો સાહેલી સહુ ટોળે વળે રે લોલ.
ત્યાં છે મારા નરહરભાઇની ગોરી મુખડલે અમી ઝરે રે લોલ.
ત્યાં છે મારા....ભાઇની ગોરી હથેળીએ હીરા જડયા રે લોલ.
ત્યાં છે મારા....ભાઇની ગોરી પગડીએ પદમ જડયાં રે લોલ.
રાધાજીનાં૦

[એ રીતે જુદાં જુદાં નામ મુકીને પાંચે પંક્તિઓ ફરી ફરી ગવાય છે.]

૯૫

## ઘરે આવોને !

શેરી વળાવી સજ કરૂં, ઘરે આવોને;
આંગણીએ વેરૂં ફુલ, મારે ઘરે આવોને.

ઉતારા આપીશ ઓરડા, ઘરે આવોને;
મેડીના મો'લ જ દેશ, મારે ઘરે આવોને—શેરી વળાવી૦

દાતણ આપીશ દાડમી, ઘરે આવોને;
કણેરીની કાંબ જ દેશ, મારે ઘરે આવોને—શેરી વળાવી૦

નાવણ આપીશ કુંડીયું, ઘરે આવોને;
ઝીલણીયાં તળાવ દેશ, મારે ઘરે આવોને—શેરી વળાવી૦

ભોજન આપીશ લાપસી, ઘરે આવોને;
સાકરીએ કંસાર દેશ, મારે ઘરે આવોને—શેરી વળાવી૦

મુખવાસ આપીશ એળચી, ઘરે આવોને;
પાન બીડલાં પચાસ દેશ, મારે ઘરે આવોને—શેરી વળાવી૦

પોઢણ આપીશ ઢોલીઆ, ઘરે આવોને;
હીંડોળા ખાટ જ દેશ, મારે ઘરે આવોને—શેરી વળાવી૦

૯૬

## ડાલ્ય ગલેમાં

હાર ગજરો ડાલ્ય ગલેમાં
ગુલાબી ગજરો ડાલ્ય ગલેમાં
આવ્ય બંગલેમાં બેસો બંગલેમાં—હાર૦

ઉતારા ઓરડા ને મેડીના મોલ છે,
આવ્ય બંગલેમાં બેસો બંગલેમાં—હાર૦

દાતણ દાડમી ને કણેરીની કાંમ છે,
આવ્ય બંગલેમાં બેસો બંગલેમાં—હાર૦

નાવણ કુંડીયું ને નદીયુંના નીર છે,
આવ્ય બંગલેમાં બેસો બંગલેમાં—હાર૦

ભોજન લાપસી ને સાકરીઓ કંસાર છે,
આવ્ય બંગલેમાં બેસો બંગલેમાં—હાર૦

મુખવાસ એળચી ને પાંદ પચાસ છે,
આવ્ય બંગલેમાં બેસો બંગલેમાં—હાર૦

પોઢણ ઢોલીઆ ને હીંડોળા ખાટ છે,
આવ્ય બંગલેમાં બેસો બંગલેમાં—હાર૦

૬૭

## ગુલાબી ગજરો

ભૂલી ભૂલી ભૂલણ મોતી બાગમાં રે,
મેરા ગુલાબી ગજરા હું તો ભૂલ ગઇ રે.

તમે દાતણની વેળા ઘરે આવજો રે—મેરા ગુલાબી૦

તમે નાવણની વેળા ઘરે આવજો રે—મેરા ગુલાબી૦

તમે ભોજનની વેળા ઘરે આવજો રે—મેરા ગુલાબી૦

તમે મુખવાસની વેળા ઘરે આવજો રે—મેરા ગુલાબી૦

તમે પોઢણની વેળા ઘરે આવજો રે—મેરા ગુલાબી૦

૬૮

## હીંડાળો

[ સહજાનંદજી સ્વામીને સંબોધાયેલું લાગે છે. ]

§

વડતાળે ફુલવાડી હીંડાળો આંબાની ડાળ્ય,
રૂપાં કડાં બે ચાર, વા'લો મારો હીંચે હીંડાળો
આંબાની ડાળ્ય.

સોનાની સાંકળે નાંગર્યો રે હીંડાળો આંબાની ડાળ્ય,
રૂપા કડાં બે ચાર, વા'લો મારો હીંચે હીંડાળો
આંબાની ડાળ્ય.

માથે મેવાડાં મોળીઆં રે હીંડાળો આંબાની ડાળ્ય,
ખંભે ખાંતીલો ખેસ, વા'લો મારો હીંચે હીંડાળો
આંબાની ડાળ્ય.

બાંચે બાજુબંધ બેરખા રે હીંડાળો આંબાની ડાળ્ય.
દસે આંગળીએ વેઢ, વા'લો મારો હીંચે હીંડાળો
આંબાની ડાળ્ય.

કેડે કટારાં વાંકડાં રે હીંડાળો આંબાની ડાળ્ય,
મરગલડી તરવાર્ય, વા'લો મારો હીંચે હીંડાળો
આંબાની ડાળ્ય.

પગે રાઠોડી મોજડી રે હીંડાળો આંબાની ડાળ્ય,
ચાલે ચટકતી ચાલ્ય, વા'લો મારો હીંચે હીંડાળો
આંબાની ડાળ્ય.

૬૯

## રંગમાં રોળ્યાં

સોના વાટકડી રે કેસર ઘોળ્યાં વાલમીઆ,
લીલો છે રંગનો છોડ, રંગમાં રોળ્યાં વાલમીઆ.
પગ પરમાણે રે કડલાં સોઈ વાલમીઆ,
કાંબીયુંની બબ્બે જોડ્ય, રંગમાં રોળ્યાં વાલમીઆ.
કેડ પરમાણે રે ઘાઘરો સોઈ વાલમીઆ,
ઓઢણીની બબ્બે જોડ્ય, રંગમાં રોળ્યાં વાલમીઆ.
હાથ પરમાણે રે ચૂડલો સોઈ વાલમીઆ,
ગૂજરીની બબ્બે જોડ્ય, રંગમાં રોળ્યાં વાલમીઆ.
ડોક પરમાણે રે ઝરમર સોઈ વાલમીઆ,
તળસીની બબ્બે જોડ્ય, રંગમાં રોળ્યાં વાલમીઆ.
કાન પરમાણે રે ઠોળીઆં સોઈ વાલમીઆ,
વેળીઆંની બબ્બે જોડ્ય, રંગમાં રોળ્યાં વાલમીઆ.
નાંક પરમાણે રે નથડી સોઈ વાલમીઆ,
ટીલડીની બબ્બે જોડ્ય રંગમાં રોળ્યાં વાલમીઆ.

૭૦

## બિચારી !

[ સાસરીયામાં પોતે એકલી સારી અને બીજાં બધાંય ભૂંડાં! પોતાનું કહ્યું ન થાય એ એનો મોટામાં મોટો સંતાપ! સ્ત્રી-પ્રકૃતિ ઉપર આ એક ઠંડો, મીઠો કટાક્ષ છે. ]

§

આંગણે રંગનો છોડ, રંગમાં રોળ્યાં વાલમજી
વાટકીમાં કેસર ઘોળ્યાં વાલમજી.

ઘરમાં સસરો ભૂંડો, સાસુડીનું ચલણ વાલમજી,
મારાં કહ્યાં નો થાય, રંગમાં રોળ્યાં વાલમજી—વાટકીમાં૦

ઘરમાં જેઠ ભુંડો, જેઠાણીનું ચલણ વાલમજી,
મારાં કહ્યાં નો થાય, રંગમાં રોળ્યાં વાલમજી—વાટકીમાં૦

ઘરમાં દેર ભુંડો, દેરાણીનું ચલણ વાલમજી,
મારાં કહ્યાં નો થાય, રંગમાં રોળ્યાં વાલમજી—વાટકીમાં૦

ઘરમાં પરણ્યો ભુંડો, શોકલડીનું ચલણ વાલમજી
મારાં કહ્યાં નો થાય, રંગમાં રોળ્યાં વાલમજી—વાટકીમાં૦

૭૧

## છેલ રમે ગેડી દડે

સોના ઇંઢોણી રૂપા બેડલું રે છેલ રમે ગેડી દડે,
પાણીડાં ગઇ'તી તળાવ રે છેલ રમે ગેડી દડે.

કાંઠે તે કાન ઘોડાં ખેલવે રે છેલ રમે ગેડી દડે,
કાન મને ઘડૂલો ચડાવ્ય રે છેલ રમે ગેડી દડે.

તારો ઘડો તે ગોરી તોછડો રે છેલ રમે ગેડી દડે,
તું છે મારા ઘરડાની નાર રે છેલ રમે ગેડી દડે.

ફટ રે ગોઝારા ફટ પાપીઆ રે છેલ રમે ગેડી દડે.
તું છો મારો માડીજાયો વીર રે છેલ રમે ગેડી દડે.

કળ્ય રે હીંચોળી ઘડો મેં ચડયો રે છેલ રમે ગેડી દડે,
તુટી મારા કમખાની કસ રે છેલ રમે ગેડી દડે.

ભાઇ રે દરજીડા વીરા વીનવું રે છેલ રમે ગેડી દડે,
ટાંક્ય મારા કમખાની કસ રે છેલ રમે ગેડી દડે.

આંચે તે લખ્ય મારી બેનડી રે છેલ રમે ગેડી દડે,
ખડપે તે લખ્ય મારી શોકય રે છેલ રમે ગેડી દડે.

સાડલે તે લખ્ય સાસુ સસરો રે  છેલ રમે ગેડી દડે,
ઘુમટે તે લખ્ય મારો બાપ રે  છેલ રમે ગેડી દડે.

કસે તે ટાંકય ઘમર ઘુઘરી રે  છેલ રમે ગેડી દડે,
હૈડે તે લખ્ય નીલા મોર રે  છેલ રમે ગેડી દડે.

જાતાં તે વાગે ઘમર ઘુઘરી રે  છેલ રમે ગેડી દડે,
વળતાં ગૌંગોરે નીલા મોર રે  છેલ રમે ગેડી દડે.

૭૨

## લાલ લાલ જોગી

લાલ લાલ જોગી ભભૂત લાલ જોગી રે,
ભભૂત ભરેલ તારી આંખ લાલ જોગી રે—લાલ લાલ૦

સોનીડાને હાટડે ગ્યાં'તાં લાલ જોગી રે,
કડલાં વોરાવતાં વાર લાગી લાલ જોગી રે—લાલ લાલ૦

મણીઆરાને હાટડે ગ્યાં'તાં લાલ જોગી રે,
ચુડલો વોરાવતાં વાર લાગી લાલ જોગી રે—લાલ લાલ૦

દોશીડાને હાટડે ગ્યાં'તાં લાલ જોગી રે,
મશરૂ વોરાવતાં વાર લાગી લાલ જોગી રે—લાલ લાલ૦

માળીડાને હાટડે ગ્યાં'તાં લાલ જોગી રે,
ગજરા વોરાવતાં વાર લાગી લાલ જોગી રે—લાલ લાલ૦

૭૩

## ઢોલણી જી રે

સાવ રે સોનાની મારી ઢોલણી જી રે
રંગે રૂપાના પાયા જાદવરાય ઢોલણી જી

સૂતારવાડે હું ગઇ'તી જી રે,
સૂતારૂં પોઢયા ઢોલીએ જી રે.
આવ્ય બાઇ બેસ્ય મારી બેનડી જી રે,
કરો ઢોલણીયુંના મૂલ રે જાદવરાય ઢોલણી જી રે.

સોનારવાડે હું ગઇ'તી જી રે,
સોનારી પોઢયા ઢોલીએ જી રે.
આવ્ય બાઇ બેસ્ય મારી બેનડી જી રે,
કરો ઝૂમણલાનાં મુલ રે જાદવરાય ઢોલણી જી રે.

મણીઆરવાડે હું ગઇ'તી જી રે,
મણીઆર પોઢયા ઢોલીએ જી રે,
આવ્ય બાઇ બેસ્ય મારી બેનડી જી રે,
કરો ચૂડલડાનાં મૂલ રે જાદવરાય ઢોલણી જી રે.

કસુંબીવાડે હું ગઇ'તી જી રે,
કસુંબી પોઢયા ઢોલીએ જી રે.
આવ્ય બાઇ બેસ્ય મારી બેનડી જી રે,
કરો ચુંદડીયુંનાં મૂલ રે જાદવરાય ઢોલણી જી રે.

લૂવારવાડે હું ગઇ'તી જી રે,
લૂવાર પોઢયા ઢોલીએ જી રે.
આવ્ય બાઇ બેસ્ય મારી બેનડી જી રે,
કરો દીવડલાનાં મુલ રે જાદવરાય ઢોલણી જી રે.

પોઢે મોહનભાઇ પાતળા જી રે,
નાની વહુ ઢોળે વાય રે જાદવરાય ઢોલણી જી રે.

હાથે વછૂટયો વીંઝણો જી રે,
મુખડે વછૂટી ગાળ્ય રે જાદવરાય ઢોલણી જી રે.

નાની વહુ રીસે જાય છે જી રે,
સસરો મનાવા જાય રે જાદવરાય ઢોલણી જી રે.
સસરાની વાળી નૈ વળું જી રે,
જાશે મોહનભાઇ પાતળા જી રે.
રાશ પરોણો હાથમાં જી રે,
પરોણે પાછી વાળી જાદવરાય ઢોલણી જી રે.

૭૪

## મે'માન આવ્યા

મે'માન આવ્યા તો ભલે આવ્યા,
કેદુની જોતી'તી વાટ મે'માન આવ્યા.
હૈડ્ય ભરી જાઉં ઉતાવળી રે,
હૈડે હરખ ન માય મે'માન આવ્યા.
મે'માનને ઉતારા ઓરડા રે,
રાજાને મેડીના મોલ મે'માન આવ્યા.
મે'માનને દાતણ દાડમી રે,
રાજાને કણેરી કાંમ મે'માન આવ્યા.
મે'માનને નાવણ કુંડીયું રે,
રાજાને જદીયુંનાં નીર મે'માન આવ્યા.
મે'માનને ભોજન લાપસી રે,
રાજાને કઢીઅલ દૂધ મે'માન આવ્યા.
મે'માનને મુખવાસ એળચી રે,
રાજાને પાન પચાસ મે'માન આવ્યા.
મે'માનને પોઢણ ઢોલીઆ રે,
રાજાને હીંડોળા ખાટ મે'માન આવ્યા.

૭૫

## સાયબા મોરા રે!

સાયબા મોરા રે
કડલાં ઘડાવો ઓધાર મારા અંગના.
કાચની ચુડી,
ઝવેરની રૂડી,
ઝબૂકે મારા અંગમાં.

સાયબા મોરા રે
ઝરમર ઘડાવો ઓધાર મારા અંગના—કાચની૦

એ પ્રમાણે દરેક અલંકારનું નામ દઇ ગવાય છે.

૭૬

## મેલ્યને તીખારો!

શેરડીનો સાંઠો જાણે મધુર રસ મીઠો,
ગાંઠે ગાંઠે રસ પ્યારો પરદેશી તારો
કોણ રે કરે પતીઆરો.

કડલાં ઘડાવતાં તુને નવ જુગ થઇ ગીઆ,
કાંબીયુંમાં મેલ્યને તીખારો—પરદેસી તારો૦

ઘાઘરો સીવડાવતાં તુને નવ જુગ થઇ ગીઆ,
ઓઢણીમાં મેલ્યને તીખારો—પરદેસી તારો૦

એજ પ્રમાણે દરેક જાતને અલંકારોનું નામ લઇને ગવાય છે.

૭૭

## માયા ઉતારીએં ?

આસોપાલવના રાજ હીંચકા બંધાવજો;
અમે તમે દો દો હીંચકીએ બેસો તો રાજ,
અમ રે સાથે તે રાજ માયા ઉતારીએં ?

માયા ઉતારી રાજ નજરૂંમાં રાખજો;
નજરૂંથી વેગળા મ જાજો બેસો તો રાજ,
અમ રે સાથે તે રાજ માયા ઉતારીએં ?

શોકયની તે સારૂ રાજ કડલાં લૈ આવીયા;
અમ સારૂ કાંબીયું ન લાવ્યા બેસો તો રાજ,
અમ રે સાથે તે રાજ માયા ઉતારીએં ?

શોકયની તે સારૂ રાજ ગુજરી લઇ આવીયા;
અમ સારૂ ચુડલી ન લાવ્યા બેસો તો રાજ,
અમ રે સાથે તે રાજ માયા ઉતારીએં ?

શોકયની તે સારૂ રાજ ઝરમર લૈ આવીયા;
અમ સારૂ તુળસી ન લાવ્યા બેસો તો રાજ,
અમ રે સાથે તે રાજ માયા ઉતારીએં ?

શોકયની તે સારૂ રાજ નથડી લૈ આવીયા,
અમ સારૂ ટીલડી ન લાવ્યા બેસો તો રાજ,
અમ રે સાથે તે રાજ માયા ઉતારીએં ?

૭૮

## સુડો પડયો

મારી જવની વાડીમાં સુડો પડયો,
નાહોલીઓ નાનું બાળ સુડલો મેં ટે ગે

મારે પગ પરમાણે કડલાં,
મારી કાંબીએ રતન જડાવ્ય સૂડલો મેં ટોચો.
મારે કેડ પરમાણે ઘાઘરો,
મારી ઓઢણીએ મોતી જડાવ્ય સૂડલો મેં ટોચો.
મારી ડોક પરમાણે દાણીચું,
મારી તૂળસીએ રતન જડાવ્ય સૂડલો મેં ટોચો.
મારે હાથ પરમાણે ચુડલીચું,
મારી ગુજરીએ રતન જડાવ્ય સૂડલો મેં ટોચો.

એ પ્રમાણે કાન અને નાકના અલંકારો બોલાય છે.

૭૯

## ભુલી પડી

માન સરોવર ઝીલતાં તળી પડી.
વાલીડાની સરતે ભૂલી પડી માન સરોવર૦
પગ પરમાણે કડલાં લૈ આવજો,
કાંબીચુંની સરતે ભૂલી પડી માન સરોવર૦
કેડ પરમાણે ઘાઘરો લૈ આવજો,
ઓઢણીની સરતે ભૂલી પડી માન સરોવર૦
ડોક પરમાણે દાણીચું લૈ આવજો,
તૂળસીની સરતે ભૂલી પડી માન સરોવર૦
હાથ પરમાણે ચૂડલી લૈ આવજો,
ગૂજરીની સરતે ભૂલી પડી માન સરોવર૦
નાક પરમાણે નથડી લૈ આવજો,
ટીલડીની સરતે ભૂલી પડી માન સરોવર૦

૮૦

# તુંબડ સાંધલ તેલની

[માથામાં નાખવાનું આ મધુર સુવાસવાળું ધુપેલ તેલ સ્ત્રીઓ સ્વહસ્તે બનાવતી. લગ્નમાં અને કરીયાવરમાં એનો ઉંચો મહિમા મનાતો. એવા, સૌભાગ્યની એંધાણી શા' તેલની ચોરી થાય તે પણ કાવ્યનો વિષય બની ગયો.]

§

અમદાવાદી બીજડું રે કાંઇ આવ્યું મારે દેશ,
વારી જાઉં તુંબડ સાંધલ તેલની
તુંબડ બીજડ વાવીઆં રે કાંઇ વાવ્યાં સો ને સાઠ—વારી જાઉં૦
તુંબડ ખાતર નાખીઆં રે કાંઇ નાખ્યાં સો ને સાઠ—વારી જાઉં૦
તુંબડ પાણી સીંચીઆં રે કાંઇ સીંચ્યાં સો ને સાઠ—વારી જાઉં૦
તુંબડ બીજડ ઉગીઆં રે કાંઇ ઉગ્યાં સો ને સાઠ—વારી જાઉં૦
તુંબડ વેલા ચડીઆ રે કાંઇ ચડીઆ સો ને સાઠ—વારી જાઉં૦
તુંબડ ફુલડ ઉઘડયાં રે કાંઇ ઉઘડયાં સો ને સાઠ—વારી જાઉં૦
તુંબડ નૈયાં પડીયાં રે કાંઇ પડીયાં સો ને સાઠ—વારી જાઉં૦
તુંબડ વીણી લીધી રે કાંઇ વીણી સો ને સાઠ—વારી જાઉં૦
ભાઇ સુતારી વીનવું રે મારી તુંબડ કોરી આલ્ય—વારી જાઉં૦
ભાઇ સોનીડા વીનવું રે મારી તુંબડ મઢી આલ્ય—વારી જાઉં૦
તુંબડ મઢી સારી રે વળગાડી સામી ભીંત—વારી જાઉં૦
તુંબડ ભરીયલ તેલ રે કાંઇ ભરીયાં સાંધલ તેલ—વારી જાઉં૦
ઘરમાં આવ્યા ચોર રે મારી તુંબડ ચોરી જાય—વારી જાઉં૦
ભાઇ પગીડા વીનવું રે મારી તુંબડ સગડ કાઢય—વારી જાઉં૦
સાચલે સગડ કાઢીઓ રે કાંઇ સુદામડાના ચોર—વારી જાઉં૦

૮૧

## ગિરધારી

હાં હાં ઘડુલીઓ ચડાવ્ય ને ગિરધારી;
ઘરે વાટ્યું જોવે છે મા મોરી રે
બેડલું ચડાવ્ય રે ગિરધારી.

તારા માથાનો અંબોડો રે ગિરધારી,
જાણે છૂટયો તેજી ઘોડો રે–બેડલું૦

તારી આંખનો ઉલાળો રે ગિરધારી,
જાણે વિજળીનો સળકારો રે–બેડલું૦

તારા નાકલીયાની ડાંડી રે ગિરધારી,
જાણે દીવે શગ્યું માંડી રે–બેડલું૦

તારા હાથની કળાયું રે ગિરધારી,
જાણે સોનાની શરણાયું રે–બેડલું૦

તારા હાથની હથેળી રે ગિરધારી,
જાણે બાવનપરની થાળી રે–બેડલું૦

તારા હાથની આંગળીયું રે ગિરધારી,
જાણે ચોળાની મગની ફળીયું રે–બેડલું૦

તારા પેટડીઆનો ફાંદો રે ગિરધારી,
જાણે પૂનમ કેરો ચાંદો રે–બેડલું૦

તારા વાંસાનો વળાકો રે ગિરધારી,
જાણે સરપનો સડાકો રે–બેડલાં૦

# લોક-શબ્દોનો કોષ

[ ગુજરાતી બ્હેન ભાઇઓને તળપદા કાઠીઆવાડી શબ્દો સમજવા મુશ્કેલ પડે છે તે સ્વાનુભવ પરથી આ કોષ આપ્યો છે. ]

**અ**

અસરાણ : મુસલમાન
અસતરી : સ્ત્રી
ઓરડીયા : ઓરડા
આકળાં : આકુળ વ્યાકુળ
આણાં : સાસરે જતી દીકરીને અપાતી વસ્ત્રાલંકારોની પહેરામણી
આંખ ઉડી : આંખ દુઃખી
ઓતર : ઉત્તર
ઓબાળ : ચૂલામાં છાણાં લાકડાં ગોઠવવાં
અણવટ : પગની આંગળીનાં ઘરેણાં
અત ઘણું : અતિશય
આગમજાયો બેટડો : વિવાહ પહેલાં જ સ્ત્રીને જન્મેલો દીકરો
અણસાર : ચહેરાનો એક સરખો ઘાટ
અમલીયાં : અફીણ
ઓશીઆળો : પરવશ
ઓડા બાંધવા : છુપાઇને આડા ઉભા રહેવું
ઓધાર : આધાર

**ક**

કવળી : નાની
કીણીએ : કોણે
કચોળે જાય (દૂધ) : છલોછલ ઉભરાય
કાછલાં : કટકા
કલૈયો કુંવર : કનયા જેવો રૂપાળો પુત્ર
કરંડ : ટોપલા
કળશીયો : લોટો
કળાયું (હાથની) : કોણીથી કાંડા સુધીનો ભાગ.
કોડયું : ઢોર બાંધવાની લાંબી જગ્યા : ગમાણ
કાજુ : સુંદર
કૂખીઆં : કાપડાની બગલનો ભાગ
કવળું : કપરૂં-વિકટ
કંકોડી : એ નામનું સુગંધી ઝાડ-નહાવાની ઔષધિ
કટકાઇ : ગુમાન
કાળુડાં ખાહુ : ભેંસો
કસુંબી : કપડાં રંગનારાઓ
કરાઆવર : દીકરીને કરેલી પહેરામણી
કાણેરી કામ : કરેણ નામનાં ફુલ-ઝાડની ડાળખી

**ખ**

ખરલાની ત્રાક : ખરા લોઢાની મજબૂત ત્રાક
ખોરૂડી : ખોરી
ખોરડા : ઘર-કુટુંબ
ખીલી લેવી (જીભ) : સીવી લેવી વાચા હરી લેવી
ખડપો : કાપડાની પાછળનો ભાગ

**ગ**

ગેરૂ આવવો :
ગજીયો : રંગેલી ગજી : ચોળીયું
ગોરાંદે : સુંદર પત્ની

ગોઝારણ : હત્યા કરનારી
ગોંદરો : ગામનું પાદર, જ્યાં ગાયો ભેંસો એકઠી થાય

**ઘ**

ઘરડું : ઘર
ઘડૂલો : ઘડો
ઘોંટયો : ઉંઘી ગયો
ઘારણ મેલીઆં : ગાઢ નિંદ્રા આવી ગઈ
ઘણેરાં : ઘણાં–ઉંડાં
ઘરચોળું : પરણ્યા પછી સ્ત્રીને પહેરવાનું મંગળ વસ્ત્ર
ઘોડહાર : ઘોડા બાંધવાનો તબેલો

**ચ**

ચૂંવાળીઆ : કોળીની જાત
ચૂડાળી બ્હેન : ચૂડાવાળી–સૌભાગ્યવંતી બ્હેન
ચોંપેથી : ઝડપથી

**છ**

છોરૂ : છોકરાં
છીંડી : વાડયમાં પાડેલો નાનો દરવાજો
છેવાડો : છેલ્લો

**જ**

જભાની : જુબાની
જીવણ : પતિ
જાણાં : જાણનારા–જ્ઞાની
જાડેરી જાન : સંખ્યાબંધ માણસોવાળી જાન
જાચું હીર : સાચું હીર
જીભું ઝાલી : અવાચક બની જવું

**ઝ**

ઝઝેડવું : ખંખેરવું
ઝીંડવાં : કપાસનાં લીલાં કાલા
ઝંતરી : ઝંત્ર નામનું વાજીંત્ર વગાડનાર રાવળ લોકો
ઝાલ : આકોટા જેવું કાનનું ઘરેણું
ઝીંગોરે : ટોકે
ઝોટીડા : ભેંસો
ઝીલવું : પાણી ભરવું

**ટ**

ટોલા : જૂંઓ (માથાની)
ટોડલીઓ : ટોડલો. કમાડ ઉપરની બન્ને બાજુએ લાકડાની બેઠક
ટોયો (સૂડલો) : ખેતરમાંથી પંખીને ઉરાડવું. ખેતરમાંથી પંખી ઉરાડનારને 'ટોયો' કહે છે.

**ઠ**

ઠુમરા : માળાના મોટા પારા
ઠોંઠ : તમાચો

**ડ**

ડોળીઆ : બળદ

**ઢ**

ઢરડીને : ખૂબ જોરથી

**ત**

તેવ તેવડી : સરખી વયની
તીયા : ત્યાં
તરકડલા : તડકા–સૂર્યનો તાપ
તરવારે ત્રણ ફૂમકાં : મોટાઈની નિશાની–મોટાઇ–મગરૂબી
તોલડી : દોણી–માટલી
ત્રંબાળુ : ત્રાંબાનું
તલધારી લાપસી : એક જાતનો ચોસલાં પાડેલો કંસાર
તીખારો : ચીનગારી
તળી પડી : પગનાં તળીયાં આળાં થઇ ગયાં
તરજાત : ખરાબ

**દ**

દખણુ : દક્ષિણુ
દખણીનાં ચીર : દક્ષિણી વસ્ત્રો
દોશીડા : કાપડના વેપારી
દુવાગણુ : અણમાનીતી

**ધ**

ધમળા : રંગવાળા બળદો
ધાબળી : કામળી
ધોયું : ધોવાનાં કપડાં
ધીડી : દીકરી
ધોળીડા : બળદ
ધ્રોડીને : દોડીને
ધોળુડાં ધણ : ગાયો
ધૂબકો : કૂદકો

**ન**

નાકલીયાની ડાંડી : નાકનું ટેરવું
નેવળી : નૂપુર
નેરાં : નહેર જેવી નાની નદીઓ
નગટાવવું : કોતરાવવું
નખ્ખોદ : નાશ
નૈયાં : તૂંબડીને બાઝતાં નાનાં તૂંબડાં
નાંગરવું : બાંધવું (કડા સાથે)
નાહોલીઓ : પતિ

**પ**

પતીઆરો : વિશ્વાસ
પરબતડી : ગાતરી
પાહોલીઆ : પગ
પાણીડાની હાર્યું : સ્ત્રીઓ મળીને પાણી ભરવા જાય
પારેવડાં : પારેવાં–કબૂતર
પારખાં : પરીક્ષા
પીરીયું : પીયર
પેટ : સંતાન
પસલીઆત વીર : બ્હેનને વીર-પસલી દેનારો ભાઇ
પાસાબંધી કેડીયું : અસલના કાઠીઓ વગેરે કોમોના મરદો પહેરે છે તેવી, છાતીની એક બાજુએ કસો વડે બંધાતી ચપોચપ બાંયો વાળી બંડી.
પરોણો : લાકડી

**ફ**

ફળી : સીંગ
ફુલ ફગરનો ઘાઘરો : ઘેરદાર ઘાઘરો

**બ**

બોલડીયા : બોલેલા શબ્દો
બીજડું : બી
બેલી : ભાઇ
બેલાડ્ય : એકબીજાની આગળ પાછળ
બલોયાં : ચૂડલા
બાંધણી : દોરા વતી બાંધી બાંધીને ભાત પાડેલી હોય તેવું ઓઢણું
બુલાખ : મુસલમાન સ્ત્રીઓને નાકમાં પહેરવાની વાળી
બખીઆ : ટેભા

**ભ**

ભીનલો : શ્યામ
ભાડાતી : ભાડે ગાડું હાંકનાર
ભેડા : કિનારા
ભાવેણું : ભાવનગરનું લાડકવાયું નામ
ભોંમાં ભંડારવું : જમીનમાં દાટવું

**મ**

મચકાળી : મિજાજી
મ્હોં મચકોડવું : મિજાજ કરવો
મીણો : પેટમાં ઉચાળાનું દર્દ

મૂછે ત્રણ લીંબુ : મોટાઈ અને બહાદૂરીની નિશાની. બહાદૂર હોય તેને ઉદ્દેશીને કહેવાય છે કે "એની મૂછે ત્રણ લીંબુ લટકે છે." એટલે કે, એવી ભરાવદાર મૂછો રાખે છે.
મોઢે મશ ઢળી : મ્હોં ઝાંખું પડયું
મોળવું : કાપવું
મોળીઆં : કાપડાની બાંયે ચડાવેલી સોનેરી કોર
મલૂગર : ઘટાદાર
મોકળાણુ : છૂટ, સ્વતંત્રતા
મોર (વાંસાના) ; બરડાનો વચલો ભાગ
માણીગર : વીર પુરૂષ
મીઠાશુંની છાકમછોળ : મીઠાઇની છૂટે હાથે મિજબાની
મોરીયું : દોરને મ્હોંયે બાંધવાની દોરી
માફ઼ : લાલ કપડાના ઘૂમ્મટ (ગાડા ઉપરના)
મોરલા (કેડીયાના) : કેડીયાની પીઠ પર બન્ને બાજુ દોરા વતી સીવીને કરેલી નકસી
મણીઆરા : ચૂડલી વગેરે સામાન વેચનારાઓ
માંડવડી : માંડવી–ગરબી
મોતીઆરા : મોતી, સોનાના વરખ, સતારા, વગેરે શોભાનો સામાન વેચનારા

**ર**

રન્નાદે : રાંદલ દેવી
રખમાઇ : રૂક્ષ્મિણી
રઢીયાળી : સુંદર
રથડા : બળદ જોડીને ચલાવાતી મોટી ઘંટીઓ
રોતાં રસકતાં : અત્યંત રડતાં
રુદ રુદ રૂવે : છાતીફાટ રડે
રીડીયા : બૂમાબૂમ
રાજેસર : રાજેશ્વર
રેણાક : રહેઠાણ-વતન
રોઝડી : રોઝી જાતની ઘોડી
રાશડી : દોર
રમલ : પાસાની રમત
રૂસરણાં : રૂસણાં

**લ**

લેલાડ : લલાટ
લધ્ધર વધ્ધર : ફાટેલો
લોબર્યું : સોઝા (ચાબુક અગર લાકડીના પ્રહારના)
લાંક : કોર
લોટેલાઠ : વજ્રલેપ. મજબૂત-લોઢાની લાકડી જેવું
લાય : અટલસ

**વ**

વગોવવું : નિન્દવું
વાલોળીયો : વાલોળ નામની શીંગોનો છોડ
વાણ ભાંગવું : ભીંડીના રેસાને વળ ચડાવીને ખાટલાની દોરી તૈયાર કરવી.
વઉવારૂ : વહુ
વેરણ : દુશ્મન (સ્ત્રી જાતિ)
વીંછીયા : પગની આંગળીના ઘરેણાં
વાઘ : લગામ
વખડાં : વિષ
વેરવી : વેરી

**શ**

શીયાક : શાક

સ

સભર : સરસ
સંગડા : સંગ–સોબત
સાબદા : તૈયાર
સાલ : શલ્ય–ત્રાસ
સગડ કાઢવો : માણસના પગલાં ઓળખીને પીછા લેવા
સમકાવવો : તળવો
સાયબો : પતિ
સમસમવું : પીડાવું
સમદર લેર : સમુદ્રની છોળ
સ્રોડ : ઘાણ–નાશ
સુવાગણ : સૌભાગ્યવતી–માનેતી
સબોડવો : મારવો
સોનાની શરણાયે : શરણાઈના વાદ્ય વડે થતાં શુભ શકુને
સારથીઆ : સાથીઓ
સાંઘલ તેલ : ધુપેલ તેલ
સોઇ : શોભે

હ

હમચી ખુંદવી : રાસડા રમવા
હલકે : જલદી
હેલ્ય : પાણીનું બેડું

